પ્રકાશક : શ્રી વિશ્વકલ્યાણ પ્રકાશન ટ્રસ્ટ :
સંઘવીપોળ, મહેસાણા.

મૂલ્ય : પાંચ રૂપિયા : ચોથી આવૃત્તિ

નકલ : ૨૫૦૦ વિ. સં. ૨૦૩૬, માઘ

મુદ્રક : હસમુખ જે. શેઠ અજય પ્રિન્ટર્સ
સુરેન્દ્રનગર [સૌરાષ્ટ્ર]

ANJANA : By Shree Priyadarshan.



# પ્રકાશકીય

'જૈન રામાયણ'ના સાત ભાગોની અન્તર્ગત જ્યારે 'અંજના' છપાયું હતું ત્યારે અમને કલ્પના ન હતી કે 'અંજના' આટલું બધું લોકપ્રિય પુસ્તક બની જશે. અત્યાર સુધીમાં 'અંજના'ની પાંચ હજાર નકલ ખપી ગઈ છે અને આ ચોથી આવૃત્તિની ૨૫૦૦ નકલ પ્રકાશિત થઇ રહી છે.

લગભગ છેલ્લા એક વર્ષથી 'અંજના'ની ખૂબ માંગ ઊભી થવાથી આ ચોથી આવૃત્તિનું પ્રકાશન કર્યું છે. જે કોઇ 'અંજના' વાંચે છે તે સહુ ઉપર મહાસતી અંજનાનું જીવન ઊંડી અસર મૂકી જાય છે. પ્રેમ....સ્નેહ અને સહાનુભૂતિની જબાની વાતો કરતાં નહીં ધરાતા આજના યુવાનોને 'અંજના' કોઇ દિવ્ય દૃષ્ટિ આપી જાય છે.

ઉત્તમ પુરુષરત્ન શ્રી હનુમાનની માતા 'અંજના'ને ઓળખ્યા વિના હનુમાનજીને એમના સાચા સ્વરૂપમાં નહીં સમજી શકાય....પછી તો 'રોકડીયા હનુમાન....' 'હુલ્લડીયા હનુમાન....' જેવાં નામો આપીને એ મહાપુરુષને વિકૃત રૂપે જ ચીતરવામાં આવે !

ખૂબ મનનપૂર્વક એકાગ્રતાથી આ પુસ્તક વાંચો. તમારી દરેક કન્યાને આ પુસ્તક અવશ્ય વંચાવો. તમારા ઘરમાં, તમારી લાયબ્રેરીમાં અને તમારા ટેબલ પર 'અંજના' જોઇએ જ.

**મહેસાણા.** માનદ્ ટ્રસ્ટી

૧-૧-૮૦ **શ્રી વિશ્વકલ્યાણ પ્રકાશન ટ્રસ્ટ**

## અનુક્રમ


૧ વનની પસંદગી

૨ પવનંજય અને અંજના

૩ દુઃખ પછી સુખ

૪ દૈવની વિટંબના

૫ આવો છે સંસાર !

૬ ભૂલનું પરિણામ

૭ હનુમાનનો જન્મ

૮ પવનંજય પાછો વળે છે.

૯ સતીની શોધમાં.

૧૦ સતીત્વનો વિજય

૧૧ હનુમાન યુદ્ધની વાટે

૧૨ વરુણ પર વિજય

૧

## વરની પસંદગી

ચન્દ્રની ચાંદનીમાં રાજમહાલયના સંગેમરમર હસી રહ્યા હતા.

પ્રવેશદ્વાર આગળ બે સશસ્ત્ર સૈનિકો ચોકી કરી રહ્યા હતા. રાજમાર્ગો પર વિદ્યાધરોની અવરજવર નહિવત્ થઇ ગઇ હતી. મહેન્દ્રનગર સ્વર્ગલોકની મસ્તીમાં નિદ્રાધીન બન્યું હતું. પરંતુ રાજા મહેન્દ્રની ઊંઘ તો કેટલાય દિવસોથી અદૃશ્ય બની ગઇ હતી. પોતાના શયનાગારમાં તે વિચારના અતિ ભાર નીચે દબાયેલો આમતેમ આંટા મારી રહ્યો હતો. સંગેમરમરના મહાલયો તેની આ ચિંતા ઓછી કરી શકતા ન હતા, તેનું અતુલ બાહુબળ તેની ચિંતાની આગ બુઝાવી શકતું ન હતું. અપાર વૈભવસંપત્તિ તેનું મનોદુઃખ ટાળી શકતી ન હતી.

ઘડીકમાં તે પલંગમાં આળોટે છે, તો ઘડીકમાં આંટા મારે છે. ઘડીકમાં તે ઝરુખામાં જઇ આકાશ સામે મીટ માંડે છે, તો ઘડીકમાં ચમકતી આરસની ફરસી સામું તાકી રહે છે.

ત્યાં શયનાગારને દ્વારે ટકોરા પડયા.

'દ્વાર ઉઘાડો....' મધુર છતાં કંઈક વેદનામિશ્રિત સ્વર સંભળાયો. રાજાને સ્વર પરિચિત હતો. તરત જ તેણે દ્વાર ખોલ્યું.

દ્વાર ખૂલતાં જ પટરાણી હૃદયસુંદરીએ મૌન રીતે પ્રવેશ કર્યો.

બેપાંચ મિનિટ સુધી કંઈ બોલતું નથી. નથી બોલતો રાજા કે નથી બોલતી રાણી! પરંતુ રાણીથી ધીરજ રાખી શકાઈ નહિ.

'સ્વામીનાથ, શું આજે કોઈ તપાસ કરીને આવ્યું ?'

'હા, તપાસ કરીને કયારે કોઈ નથી આવતું ? પરંતુ....'

'પસંદગી ઊતરતી નથી....એમ ને ?'

'હા.' રાજાએ નિસાસો નાખ્યો;

'મને એક બીજો વિચાર આવે છે.' રાણીએ કહ્યું.

'શો ?'

'જે જે વિદ્યાધરો રાજપુત્રોને જોવા માટે જાય તેમને આજ્ઞા કરો કે તેઓ રાજપુત્રોનાં ચિત્રો સાથે લેતા આવે અને એના અંગેની તમામ માહિતી પણ લેતા આવે.'

'એ વાત સાચી છે.' રાજાએ કંઈક વિચાર કરીને કહ્યું.

પુત્રી અંજના યૌવનને આંગણે આવીને ઉભી હતી. રૂપ, ગુણ અને કળાના ત્રિવેણી સંગમસમી પુત્રી માટે

યોગ્ય વરની તપાસ ચાલી રહી હતી. વિદ્યાધરોની દુનિયામાંથી રાજા મહેન્દ્રના કુશળ પુરુષો તપાસ કરી રહ્યા હતા. દિવસો વીતતા હતા, પરંતુ હજુ કોઈના પર રાજા-રાણીની પસંદગી ઊતરતી ન હતી. અને તેથી બંને રાજા-રાણી ચિંતાના ભાર નીચે દબાયેલાં રહેતાં હતાં.

રાત્રીનો બીજો પ્રહર પૂરો થવા આવ્યો, રાજદંપતી નિદ્રાધીન થયાં.

સવારે ઊઠીને રાજાએ તુરત જ મહામંત્રીને બોલાવ્યા. મહામંત્રી પ્રાભાતિક કાર્યોમાં પરોવાયેલા હતા, પરંતુ રાજાની આજ્ઞા આવતાં, વિના વિલંબે તૈયાર થઈને રાજમહાલયે પહોંચી ગયા.

રાજા મંત્રણાલયના દ્વારે જ મહામંત્રીની રાહ જોતા ઊભા હતા. મંત્રીને આવતા જોઈ રાજા સામે જઈ મંત્રીનો હાથ પકડી મંત્રણાલયમાં લઈ ગયા. 'આજે દેવીને એક સરસ વિચાર સૂઝયો છે, તે તમને કહેવા અત્યારના પહોરમાં બોલાવ્યા !' રાજાએ વાતનો પ્રારંભ કર્યો.

'આપ મારા નાથ છો. આપ જ્યારે યાદ કરો ત્યારે સેવક સેવામાં હાજર જ છે.'

'આપણા જે જે પુરુષો અંજના માટે વરની તપાસ કરવા માટે જાય છે. તેમને એવી આજ્ઞા કરો કે તેમની પસંદગી જે કુમાર પર ઊતરે, તેનું ચિત્ર લેતા આવે અને એના અંગેની તમામ માહિતી એકત્ર કરી લાવે.'

'હા જી, હમણાં જ આજ્ઞાનો અમલ કરું છું....'

મહામંત્રીએ રાજાની વાતને વગર દલીલે વધાવી લેતાં કહ્યું.

'ના ના, પણ આ વાત બરાબર તો લાગે છે ને?' કોઈ પણ દલીલ વગર મંત્રીને વાત વધાવી લેતા જોઈ રાજાએ પ્રશ્ન કર્યો.

'વાત બરાબર છે મહારાજ, તેથી આપણને પસંદગી કરવામાં સરળતા અને ચોકસાઈ રહેશે.' રાજાને પ્રણામ કરી મહામંત્રી ઘેર આવ્યા. પોતાના બાકી રહેલાં પ્રાભાતિક કાર્યોથી પરવારીને તે તે પુરુષોને બોલાવી યોગ્ય સૂચનો આપી રવાના કર્યા.

થોડાક દિવસો વીત્યા.

એક વિચક્ષણ મંત્રી એક દિવસ હાજર થયો. તેણે રાજાની સમક્ષ એક ચિત્ર રજૂ કર્યું. રાજાએ ચિત્ર જોયું. રાણીએ ચિત્ર જોયું. જોઈને તેઓ ખૂબ જ પ્રસન્ન થઈ ગયાં.

'મંત્રી! આ શું કોઈ કલાકારની કલ્પનામૂર્તિ છે કે સાચેસાચ કોઈ રાજકુમારનું જ આ ચિત્ર છે?' રાજાએ ચિત્ર તરફ દૃષ્ટિ રાખી મંત્રીને પૂછ્યું. 'મહારાજા! આ કોઈ કલાકારની કલ્પનામૂર્તિ નથી, પરંતુ આ જેનું ચિત્ર છે તે રાજકુમાર હાલ વિદ્યમાન છે!'

બસ! રાજાના આનંદનો કોઈ પાર ન રહ્યો. અત્યાર સુધીમં હજારો રાજકુમારોને જોયા....સાંભળ્યા.... પરંતુ ચિત્ત પ્રસન્ન નહોતું થતું. આજે આ ચિત્ર જોઈને રાજા–રાણીનું ચિત્ત પ્રસન્ન થયું.

ચિત્ર રાજમહેલમાં ફરવા માંડયું જે જુએ છે તે અંજનાને ધન્યવાદ આપે છે; જે જુએ છે તે 'અપૂર્વ રૂપ' કહીને હસી ઊઠે છે.

બીજો દિવસ ઊગ્યો, રાજસભા ભરાણી. ત્યાં એક બીજો મંત્રી ચિત્ર લઈને હાજર થયો. રાજાને પ્રણામ કરી તેણે ચિત્ર રાજાની સમક્ષ રજૂ કર્યું.

સુંદર વસ્ત્રથી આવરાયેલા ચિત્ર પરથી વસ્ત્ર દૂર કર્યું અને જયાં ચિત્ર જોયું ત્યાં રાજાની આંખો વિકસ્વર બની ગઈ! ચિત્રને જોઇ જ રહ્યો....જોઈ જ રહ્યો....' રાજાના મુખ પરની રેખાઓ જોઇ સભાના પ્રત્યેક સભ્યને ચિત્ર જોવાની ભારે ઉત્કંઠા જાગી.

રાજાએ ચિત્ર આપ્યું રાણીને, રાણી પણ આ ચિત્ર જોઈને હર્ષથી પુલકિત બની ગઇ. કાલનું ચિત્ર પણ રાણી પાસે હતું, તુરત જ તેણે એ ચિત્ર કાઢયું અને આજના ચિત્ર સાથે તેના સરખામણી કરવા લાગી, પણ કોઈ કોઈ-નાથી ઊતરતું હોય તો ને ? બેમાંથી જે જુએ છે તે ગમે છે! રાણીની મૂંઝવણ વધી ગઈ! બેમાંથી કોના પર પસંદગી ઉતારવી! તેણે બંને ચિત્રો આપ્યાં રાજાને. રાજાની પણ એ જ સ્થિતિ થઈ! મહામંત્રી રાજા–રાણીની આ મૂંઝવણનો તાગ પામી ગયા. તેમણે આગલા દિવસે ચિત્ર લાવનાર મંત્રીને ઊભા કર્યા અને કહ્યું,

'તમે ગઈ કાલે જેનું ચિત્ર લાવ્યા, તેના અંગેની જે કોઇ વિશેષ માહિતી તમારી પાસે હોય તે મહારાજાને કહો.'

મંત્રીએ કહ્યું : 'મહારાજા !....મેં જે ચિત્ર ગઈ કાલે આપને આપ્યું તે રાજકુમારનું નામ 'વિદ્યુત્પ્રભ' છે. વિદ્યાધરનાથ હિરણ્યાભનો પુત્ર છે. 'સુમના' રાણીની કુક્ષીને અજવાળનારો છે. એના ચિત્ર પત્રથી જ એના રૂપનો ખ્યાલ આવી શકે છે. અનેआकृति कथयति गुणान् આકૃતિ પરથી વ્યકિતના ગુણો જાણી શકાય ! રૂપ....કુળ...બળ.... બુદ્ધિ....ગુણ... વગેરે બધું જ ઉત્તમ કક્ષાનું છે. વિશેષ તો શું કહું. મંત્રીએ પોતાનું વકતવ્ય પૂર્ણ કર્યું એટલે મહામંત્રીએ બીજું ચિત્ર લાવનાર મંત્રીને કહ્યું.

'હવે તમે જે રાજકુમારનું ચિત્ર લાવ્યા છો તેની વિશેષ માહિતી આપો.' મંત્રીએ ઊભા થઈને રાજાને મસ્તક નમાવીને પોતાનું વકતવ્ય શરૂ કર્યું :

'મહારાજ ! આદિત્યપુર નગર વિદ્યાધરોની દુનિયામાં પ્રસિદ્ધ છે. એ નગરનો રાજા છે પ્રહ્લાદ. પરાક્રમી અને ગુણિયલ પ્રહ્લાદને કેતુમતી નામની પત્ની છે. તેમનો પુત્ર છે 'પવનંજય,' અદ્ભુત પરાક્રમી અને અપાર કળાઓનો તે સ્વામી છે. એ કુમારનું ચિત્ર જ એના બેનમૂન રૂપ અને ગુણને કહી આપે છે.'

રાજાને બંને કુમારોની વિશેષતા સમાન લાગી. મૂંઝવણનો અંત ન આવ્યો. રાજા, રાણી અને બીજાઓ વિચારમાં પડી ગયા. પરંતુ ત્યાં તો વિદ્યુત્પ્રભનું ચિત્ર લઈને આવનાર મંત્રી ઉભો થયો અને કહ્યું :

'મહારાજ ! એક વાત મહત્ત્વની કહેવી રહી ગઈ.'

'શું ?' એકદમ ઉત્સુક હૃદયે રાજાએ પૂછ્યું.

'વિદ્યુત્પ્રભ ચરમશરીરી છે, એમ એક વિશ્વાસપાત્ર નૈમિત્તિકનું કથન છે. અર્થાત્ આ જ ભવે તે મોક્ષે જનાર ઉત્તમ આત્મા છે.'

પવનંજય કરતાં વિદ્યુત્પ્રભની આ અસાધારણ વિશેષતા કહેવાય. મહામંત્રીએ સ્પષ્ટ ખુલાસો કરવાના આશયથી પ્રશ્ન કર્યો.

'તમે વિદ્યુત્પ્રભની વાત કહી તે સુંદર, પરંતુ જે નૈમિત્તિકે એનું આ ભવમાં નિર્વાણ કહ્યું તે નૈમિત્તિકોએ એ પણ કહ્યું હશે ને કે કેટલામે વર્ષે એનું નિર્વાણ થશે?'

'હા જી, એ પણ કહ્યું છે.'

'તે વાત કરો.'

નૈમિત્તિકે કહ્યું છે કે અઢાર વર્ષની વયે તેમનું નિર્વાણ થશે.'

હેં ! શું કહો છો ? અઢાર વર્ષની વયે નિર્વાણ ?' રાજા બોલી ઊઠયા.

'હા જી. આ વાત સત્ય છે. જરાય ખોટી નથી.'

મહામંત્રીએ પવનંજયનું ચિત્ર લાવનાર મંત્રીને પૂછ્યું : 'મંત્રી, પવનંજયના આયુષ્ય અંગે તમારી પાસે કોઈ ચોકકસ માહિતી છે ? હોય તો કહો.'

'હા જી, પવનંજયનું આયુષ્ય લાંબું અને બળવાન છે; નૈમિત્તિકોનું કથન છે. અને તે કથન ભરોસાપાત્ર છે.'

મહામંત્રીએ મહારાજાની સામે જોયું. રાજા મહામંત્રીના

નિર્ણયને સમજવા ઇચ્છતો હતો. તે મહામંત્રીએ રાજાના મુખ પરની રેખાઓ પરથી જાણ્યું.

'મહારાજા, હવે જો આપશ્રી અનુજ્ઞા આપો તો આ પ્રકરણ અંગે હું કાંઇક કહું....'

'હા, હા, જરૂર કહો મહામંત્રી !'

ખોંખારો ખાઇને જરા ગળું સાફ કરી, ખેસને ખભા પર સરખો કરી, મહામંત્રીએ પોતાનું કથન શરૂ કર્યું.

'મહારાજા ! રાજકુમારી અંજના માટે યોગ્ય વરની પસંદગી કરવા માટે આપશ્રીએ ભારે જાહેમત ઉઠાવી છે, એ માટે કે અંજના પરણીને જયાં જાય ત્યાં તે સુખપૂર્વક પોતાનું જીવન જીવી શકે. આ લોક અને પરલોકમાં સુખી બનાવનારી કરણી કરી શકે. ભગવંત જિનેશ્વરદેવે બતાવેલું શ્રાવિકાજીવન જીવી શકે. એટલું જ નહિ પરંતુ પોતાના પતિને, સાસુને, સસરાને, નણંદને, દિયરને.... નિર્મળ સ્નેહના ધોધથી નવરાવી નાંખે ! પતિ તરફથી એને વૈષયિક સુખોની પ્રાપ્તિમાં કોઇ વિઘ્ન ન આવે.

આ બધા માટે જેની સાથે આપણે અંજનાનાં લગ્ન કરીએ, એનું આયુષ્ય કેટલું છે, એ જાણી લેવું આવશ્યક હોય છે, અને તે આપણે જાણી લીધું. વિદ્યુત્પ્રભ કરતાં પવનંજય વધુ આયુષ્યવાળો છે, અને બીજી કોઇ વાતમાં વિદ્યુત્પ્રભથી ઊતરતો નથી. માટે મને તો લાગે છે કે અંજના માટે પવનંજય જ યોગ્ય છે.'

સભામાં મૌન છવાયું. થોડી ક્ષણો વીતી, રાજા બોલ્યા.

'મહામંત્રીએ પવનંજયની પસંદગી કરી છે તે યોગ્ય જ કરી છે. મને લાગે છે કે અંજનાનું હિત ચાહતા કોઈને પણ આમાં વાંધા જેવું નહિ લાગે.'

'પસંદગી યોગ્ય છે....પસંદગી યોગ્ય છે.' મહારાણી હૃદયસુંદરી બોલી ઊઠી.

નિર્ણય લેવાઈ ગયો. સહુ આનંદિત બન્યાં.

કેવો એ ભવ્ય ભૂતકાળ! કન્યાને પરણાવવા માટે માત-પિતાની કેવી તકેદારી! કન્યાના ભાવિકાલીન હિતનો કેવો ઉદાત્ત વિચાર!

માતા-પિતા જ્યારે આટલાં ચિંતાતુર હોય ત્યારે કન્યાને પછી સ્વતંત્રપણે બીજો કોઈ વિચાર કરવાનો રહે ખરો?

ખરેખર, આ એક ગંભીરપણે વિચારવા જેવી હકીકત છે. સંતાનો સ્વતંત્ર મિજાજનાં બને છે શાથી? તેનો આપણે વિચાર નથી કરતા અને વિચાર કરીએ તો તેમાં કેવળ સંતાનની જ અયોગ્યતા જોઈએ છીએ! શું એમાં માતપિતા જોખમદાર નથી? સંતાનોના માનસિક વલણથી હરહંમેશ વડીલો વાકેફ રહે અને એને અનુરૂપ વર્તન રાખે તો સંતાનો કદીય સ્વતંત્ર મિજાજવાળાં નહિ બને ને માતા-પિતા સંતાનોના જીવનમાં સ્વચ્છંદાચાર ન પ્રવેશે તેની તકેદારી રાખે!

યૌવનમાં પ્રવેશેલી અંજનાના ચિત્તની સ્થિતિનો

યથાર્થ ખ્યાલ રાજારાણીને હતો. અને તે મુજબ તેમણે તેના માટે યોગ્ય વરની પસંદગીનું કાર્ય પ્રારંભ્યું. 'અમારી કન્યા કેવા વરની ઝંખના કરતી હશે ? રૂપવાન, ગુણવાન, મૃદુ સ્વભાવવાળો, કાર્યદક્ષ, પ્રેમાળ....શૂર....વીર....આવો વર એ ઈચ્છે માટે આપણે એવા વરની તપાસ કરો !'

**વડીલો જો સંતાનોના બધા જ વિચારો ફગાવી દેવા પ્રયત્ન કરશે અને પોતાના જ વિચારો મુજબ વર્તવા સંતાનો પર દબાણ લાદશે તો પરિણામ અતિ દારુણ આવશે.**

સંતાનોના વિચારોને સમજવા માટે વડીલોએ થોડીક ફુરસદ કાઢવી જ રહી.

'મહારાજાનો જય હો ! વિજય હો !' એક વિદ્યાધરે આવીને રાજા મહેન્દ્રનાં ચરણોમાં મસ્તક નમાવ્યું.

'મહારાજા ! આવતી કાલનો દિવસ મહાતીર્થ નંદીશ્વર દ્વીપની યાત્રાનો ભવ્ય દિવસ છે. લાખો વિદ્યાધરો સાથે વિદ્યાધર નરેન્દ્રો આવતી કાલે નંદીશ્વર દ્વીપ પર પહોંચી જશે અને પરમાત્મા શ્રી જિનેશ્વરદેવની અપૂર્વ ભક્તિ કરશે. મહોત્સવ ઉજવશે.'

'બહુ સરસ, આપણે પણ જવાની અત્યારે જ તૈયારી કરો....' એમ કહી રાજા મહેન્દ્ર આગંતુક વિદ્યાધરને અલંકારોની ભેટથી ભરી દીધો !

'દેવી, તમે પણ તૈયાર થાઓ. આજે જ આપણે નંદીશ્વર પહોંચી જઈએ. અંતઃપુરમાં બધાંને તૈયાર થવાનું

કહો. હું પણ તૈયાર થાઉં છું.'

'જેવી સ્વામીની આજ્ઞા!' પતિને બે હાથ જોડી, મસ્તક નમાવી હૃદયસુંદરી પરિચારિકાઓની સાથે અંતઃપુર તરફ રવાના થઈ. રાજા મહેન્દ્ર મહામંત્રી સાથે કેટલીક રાજકીય બાબતો અંગે મસલત કરી પોતાના ભવનમાં પહોંચી ગયા.

નંદીશ્વરની યાત્રાએ જવા આખાય નગરમાં તૈયારીઓ થવા માંડી. રાજાના અંતઃપુરમાં પણ ભારે ઉલ્લાસ વ્યાપી ગયો.

'અંજના, બેટા તૈયાર થઈ કે નહિ?' હૃદયસુંદરી અંજનાને કહેવાનું ભૂલી જ ગઈ હતી; અને અંજના તો એના ખંડમાં બેઠી બેઠી સખીઓ સાથે વાર્તાવિનોદ કરતી હતી. હૃદયસુંદરીને અચાનક યાદ આવ્યું. દોડતી એ અંજના પાસે આવી અને તૈયાર થવા કહ્યું.

'શાની તૈયારી મા?' અંજનાને તો નંદીશ્વર દ્વીપની યાત્રાનો ખ્યાલ જ ન હતો.

'કેમ, તને સમાચાર નથી મળ્યા? નંદીશ્વરદ્વીપ જવાનું છે આપણે!'

'બહુ સરસ, આ તૈયાર થઈ સમજ!' તીર્થયાત્રાની વાત આવતાં તે નાચી ઊઠી. માતાને વિદાય કરી સખીઓને તૈયાર થવા અંજનાએ કહ્યું. પરંતુ અંજનાની પ્રિય સખી વસન્તતિલકા ત્યાં હાજર ન હતી.

'વસન્તતિલકા કયાં છે?' અંજનાએ પૂછયું.

'આ આવી !' દ્વારમાં પેસતા જ વસંતતિલકાએ કહ્યું.

'આયુષ્ય મોટું લાગે છે !'

'મારી સખી કરતાં નાનું !'

'એટલે મારા કરતાં વહેલું મરવું છે એમ ને ?'

'હાસ્તો ! તને આંખ સામે જોતી જોતી મરું તો....'

'અરે, અત્યારે વળી મરવાની વાત ! જીવવાની વાત ! કરો ને !' બીજી સખીએ કહ્યું.

'અરે, પણ તું ક્યાં ગઈ હતી ?' અંજનાએ વસન્તતિલકાને પૂછ્યું.

'મંત્રણાલયમાં !' ગંભીર મુખ કરીને વસન્તાએ જવાબ આપ્યો.

'તે તને કોણે મંત્રણાલયમાં ઘૂસવા દીધી ?'

'મને કોણ રોકી શકે એમ છે ?'

'ઓ હો !'

'હાસ્તો ! માતાજીની પૂંઠે પૂંઠે પહોંચી ગઈ....'

'મહાન પરાક્રમી !'

'ત્યારે શું ઓછી પરાક્રમી છું ?'

'ઠીક, ઓછી નહિ. પણ એ તો કહે, મંત્રણાલયમાંથી શું જાણી લાવી ?' અંજનાએ મૂળ વાત પર આવતાં પૂછ્યું.

'બા-બાપુજીએ આજે તારો ફેંસલો કરી દીધો !'

'મારો ?'

'ના, તો શું મારો ?'

'શાનો ફેંસલો ? જે હોય તે સીધું કહેને...'

'એને સીધું કહેવાની બાધા છે ?' મિશ્રકા અંજનાની પડખે આવી.

'તારે તો બાધા નથી ને ? તું કહે !' મિશ્રકાની સામે વસંતાએ ડોળા કાઢયા.

'હું મંત્રણાલયમાં હતી નહિ, નહિતર હું તારા જેવા ચાળા ન કરું, હા !' મિશ્રકા કંઈ ગાંજી જાય એમ ન હતી !

'તમે લોકો આમ સમય કાઢી નાંખશો અને હમણાં જ માતાજી આવી પહોંચશે....'

'કેમ ?' વસંતાએ પૂછયું.

'નંદીશ્વર જવાનું છે ને....'

'હા હા ! હું તો કહેવાનું ભૂલી જ ગઈ....'

'ભૂલી જ જાય ને, સીધી વાત ન કરે તો....'

'તો સાંભળ. સીધી વાત કરું.'

વસંતતિલકા વાતનો પ્રારંભ કરે ત્યાં તો હૃદયસુંદરી આવી પહોંચી.

'અંજના, તમે હજુ તૈયાર નથી થયાં ?'

'આ તૈયાર થઈએ એટલી વારમાં....'

'તમારી વાતોનો પાર આવવાનો નથી. અને તારા પિતાજી રાહ જોઈને ઊભા છે. વિમાનમાં બધું ગોઠવાઈ

પણ ગયું છે. તારી જ રાહ જોવાય છે.'

'તું જા, અમે આવી પહોંચીએ છીએ,' માતાને રવાના કરી અંજના ઝટપટ તૈયાર થવા માંડી. સખીઓએ વસ્ત્રો, અલંકારો વગેરે જે જે સાથે લેવાનું હતું તે વ્યવસ્થિત કરી લીધું, અને સમયસર વિમાનમાં જઇ પહોંચ્યા.

સંપૂર્ણ ઋદ્ધિ-સમૃદ્ધિ અને પરિવાર સાથે રાજા મહેન્દ્રે વિમાનને નંદીશ્વર તરફ ઉપાડ્યું.

૨

## પવનંજય અને અંજના

સ્નાનાદિ ક્રિયાઓથી પરવારી રાજા મહેન્દ્રે જિનપૂજન માટેનાં સુંદર શ્વેતવસ્ત્રો ધારણ કરી, પૂજનની ઉચ્ચ પ્રકારની સામગ્રી લઈ જિનભવનમાં જવા માટે તૈયાર થયા. પતિને તૈયાર થઈને ઊભેલા જોઈ, હૃદયસુંદરી પણ ઝડપથી વસ્ત્રપરિધાન કરી પતિની પાસે આવી ઊભી.

'અંજનાને કેટલી વાર છે ?' હૃદયસુંદરીને રાજાએ પૂછ્યું.

'એ અંજના....' બૂમ પાડતી હૃદયસુંદરી અંજનાના ખંડ તરફ ઝડપથી પહોંચી. ત્યાં તો સખીઓનો વિનોદ ચાલી રહ્યો હતો. માતાનો અવાજ સાંભળીને ટપોટપ સખીઓ તૈયારી કરવા લાગી.

'તમને એટલો ખ્યાલ નથી રહેતો કે, મહારાજા ક્યારના તૈયાર થઈને તમારી રાહ જોઈને ઊભા છે ?' હૃદયસુંદરીએ જરાક ભારે અવાજે કહ્યું.

બે મિનિટમાં તો ટપોટપ તૈયારી કરી અંજના પિતાજીની પાસે આવી પહોંચી. પાછળ સખીઓ પણ પૂજનસામગ્રી લઈને આવી પહોંચી.

પિતાજીના હાથમાંથી પૂજાનો થાળ લઈ અંજના આગળ ચાલવા લાગી.

નંદીશ્વરદ્વીપનાં ગગનચુંબી ભવ્ય જિનમંદિરોને જોઈને સૌનાં હૈયાં પુલકિત બની ગયાં. વિધિપૂર્વક પ્રવેશ કરી સૌએ ઊછળતા ભક્તિભાવથી પરમાત્મા શ્રી જિનેશ્વરદેવની ઉત્તમ દ્રવ્યોથી પૂજા કરી.

દ્રવ્યપૂજા પૂર્ણ કરીને સૌ ભાવપૂજા કરવા માટે મંદિરના મધ્ય ભાગમાં આવીને બેઠાં. પરમાત્મા પ્રત્યેની ભરપૂર ભક્તિથી મધુર કંઠે સ્તવના કરી.

ત્યાં આદિત્યપુરનો રાજા પ્રહ્લાદ પણ પોતાના વિશાળ પરિવાર સાથે યાત્રાર્થે આવેલો. રાજા મહેન્દ્રની અપૂર્વ જિનભક્તિ ચાલતી જોઈને પાછળ જ બેસી ગયો.

રાજા મહેન્દ્રની બાજુમાં બેઠેલી અંજના પર પ્રહ્લાદની દૃષ્ટિ પડી. એના ચિત્તમાંથી વિચારની એક હારમાળા પસાર થઈ ગઈ. તત્ક્ષણ પાછો તે પ્રભુભક્તિમાં લીન બની ગયો.

સ્તવના પૂર્ણ થઈ. રાજા મહેન્દ્ર પરિવાર સાથે જિનમંદિરમાંથી બહાર નીકળ્યો. પ્રહ્લાદ પણ પાછળ જ બહાર નીકળ્યો અને મહેન્દ્રને ભેટયો.

બંને રાજાઓએ અરસપરસ સુખશાતા પૂછી. રાજ્યની કુશળતા પૂછી. બંને વાતો કરતા કરતા મહેન્દ્રના નિવાસ-

સ્થાને આવી પહોંચ્યા. દીવાનખાનામાં બે સુંદર સિંહાસનો પર બંને બેઠા અને વાર્તાલાપ આગળ ચાલ્યો.

પ્રહ્લાદે જરાક મૌન ધારણ કરીને મહેન્દ્રની સામે ગંભીર દૃષ્ટિથી જોયું.

'કહો, જે કહેવું હોય તે, સંકોચ રાખ્યા વગર કહો.' મહેન્દ્રે પ્રહ્લાદની મુખમુદ્રા જોઇને કહ્યું

'મારે એક માગણી કરવી છે....!' આછેરું સ્મિત કરીને પ્રહ્લાદે ભૂમિકા રચી.

'એક નહિ બે!' મહેન્દ્રે પ્રહ્લાદનો સંકોચ તોડી નાંખ્યો. 'રાજપુત્ર પવનંજય માટે તમારી અંજના મારે જોઇએ!' પ્રહ્લાદે ખુલ્લા દિલે વાત કરી દીધી.

જ્યારથી તેણે જિનમંદિરમાં અંજનાને જોઇ હતી ત્યારથી એના ચિત્તમાં અંજનાને પોતાની પુત્રવધૂ બનાવવાનો સંકલ્પ જાગ્યો હતો. પુત્ર પવનંજય માટે તેને અંજના ખૂબ જ અનુરૂપ લાગી.

જ્યારે રાજા મહેન્દ્ર તો ઝંખતો જ હતો! ગમતું હતું તે વૈદે બતાવ્યું!

મહેન્દ્રે જરાય ખેંચતાણ કે આનાકાની વગર પ્રહ્લાદનું વચન માન્ય રાખ્યું. પ્રહ્લાદના આનંદનો પાર ન રહ્યો.

એટલું જ નહિ પરંતુ લગ્ન પણ ક્યારે કરવું તેનો નિર્ણય કરવા તુરત પુરોહિતને બોલાવવામાં આવ્યા.

'પુરોહિતજી! બહુ જ નજીકમાં આવતું હોય તેવું મુહૂર્ત કાઢી આપો.' રાજા મહેન્દ્રે કહ્યું અને પ્રહ્લાદની

૩

સામું જોયું. પ્રહ્લાદે પણ તેમાં પોતાની સંમતિ આપતાં કહ્યું : 'હા, હા' બહુ વિલંબ કરવો સારો નહિ શુભે શીઘ્રમ્

જોષીએ પણ વિચાર્યું કે અહીં હું સુંદરમાં સુંદર મુહૂર્ત કાઢીને બતાવીશ પરંતુ જો મોડું હશે તો આ રાજાઓને પસંદ નહિ પડે. માટે બહુ ઊંડાણથી ન જોતાં ઉપરછલ્લું જોઇને કહી દેવું વધુ હિતાવહ છે.... નક્ષત્ર યોગ....વગેરે થોડુંક જોઇને જોષીએ કહ્યું :

'આજથી ત્રીજા દિવસે લગ્નનું મુહૂર્ત આવે છે.'

'સરસ સરસ !' બંને રાજાઓ બોલી ઊઠયા.

જીવની કેવી અજ્ઞાન દશા છે ! બંને રાજાઓ એ ભાવિની ભયંકર હોનારત કયાંથી જાણી શકે ? એમને ખ્યાલ નથી કે આ મુહૂર્તે લગ્નગ્રંથીથી પુત્ર-પુત્રી જોડાશે તો તેનું પરિણામ દારુણ વિખવાદમાં આવવાનું છે !

**સુખના દિવસોમાં રાચતા-માચતા જીવને સમજ નથી કે છાંયડા પછી તડકો આવવાનો છે ! ફૂલની સાથે કાંટા લાગેલા હોય છે !**

બંને રાજાઓની પોતપોતાની મનની ધારણા પાર પડી હોવાથી આનંદ અનુભવી રહ્યા છે. તેમાંય ત્રીજા જ દિવસે લગ્નનું મુહૂર્ત આવતાં તેઓ નાચી ઊઠયા. અને માનસરોવરના રમણીય તીર પર આ ભવ્ય લગ્નોત્સવ ઊજવવો તેવો તેમણે નિર્ણય કર્યો.

પોતપોતાના પરિવારને આજ્ઞા પણ કરી દીધી કે માનસરોવરને તીરે સ્વર્ગ જેવું સુંદર એક નગર ખડું

કરી દો!

પરંતુ આ તો બંને વેવાઇઓની વાત થઇ.

આ વાતની ખબર પ્રહ્‌લાદપુત્ર પવનંજયને પડી. તેણે તુરત જ પોતાના મિત્ર પ્રહસિતને પૂછ્યું :

'મિત્ર! તેં અંજનાને જોઇ છે? તે કેવી છે?'

'અંજના? હા મેં જોઈ છે. રંભા અને ઉર્વશીના સૌંદર્યને પણ ટપી જાય તેવું તેનું અનુપમ સૌંદર્ય છે!' હસતાં હસતાં પ્રહસિતે કહ્યું.

'તું મશ્કરી ન કર. જે વાત સાચે સાચી હોય તે કહે.'

પ્રહસિતને હસતો જોઇ પવનંજયને કંઈક શંકા પડી.

'મશ્કરી કરવાની હોય મિત્ર? એનું મેં જે રૂપ દીઠું છે તેનું હું શબ્દોમાં વર્ણન કરી શકું એમ નથી. અરે, મોટો બૃહસ્પતિ આવે તો એ પણ વર્ણન કરી ન શકે.... સમજ્યો?'

આ શબ્દો સાંભળીને પવનંજય ક્યાં ઊભો રહી શકે?

અંજનાને નજરોનજર જોવા માટે તે તલપાપડ બની ગયો. પ્રહસિતના ગળે બે હાથ ભેરવીને, આંખોમાં આંખો મિલાવીને તેણે કહ્યું :

'દોસ્ત! આજ ને આજ મને અંજના દેખાડ....'

'અરે, પણ લગ્નની ક્યાં વાર છે? ત્રીજા દિવસે તો....'

'ત્રણ દિવસ છે વચ્ચે મિત્ર! એક દિવસ શું એક ઘડી હવે મને એક માસ જેવી થઈ ગઇ છે.'

કામની ગતિ ન્યારી હોય છે! કામે કોને નથી નચા-

વ્યા? ભલભલા પંડિતોને...મુનિઓને પણ કામે પલવારમાં પછાડી દીધા છે તો પછી પવનંજય જેવો રાજપુત્ર તો શી વિસાતમાં? કામના વાતાવરણમા ફસાયા પછી એમાંથી મુક્ત થવું ઘણું જ દુષ્કર હોય છે. એવું દુષ્કર કાર્ય કરનારા તો ઝાંઝરીયા મુનિ, સુદર્શન શેઠ કે સ્થૂલભદ્રજી જેવા કોઈક! પ્રહસિતે કહ્યું : 'મિત્ર, જરા ધીરજ ધર. આજની રાતે તું તારી ભાવિ પત્નીને નજરોનજર જોઈશ, બસ ને?'

પવનંજયને પ્રહસિતની વાતથી આશ્વાસન મળ્યું. ક્યારે રાત્રી પડે અને અંજના જોવા મળે....બસ, એ જ વિચારમાં તેણે જેમ તેમ કરીને દિવસ પૂર્ણ કર્યો.

બિચારો પવનંજય! નથી જાણતો કે આજની રાતે તે એક દારુણ અનિષ્ટનું નિમિત્ત બની જવાનો છે....!

**આવેગમાં દોડી જતા જીવની કેવી કરુણાજનક સ્થિતિ સર્જાય છે, એટલું જ નહિ પણ એ બીજા જીવોની પણ કેવી કફોડી સ્થિતિ કરી મૂકે છે તે વાત અહીં આપણને પવનંજય બરોબર બતાવી જાય છે.**

રાત પડી. પૃથ્વી પર અંધારું પથરાયું....ત્યારે પવનંજયના વાસનાઘેલા અંતરમાં અંજનાને જોવા જવાની ઇચ્છા તીવ્ર બની ગઈ. મિત્ર પ્રહસિત આવી ગયો. પવનંજયને આપવા જેવી કેટલીક શિખામણો આપીને બંને મિત્રો આકાશમાર્ગે માનસરોવરના તીરે આવી પહોંચ્યા.

રાજા મહેન્દ્રે અંજના મહેલ માટે સાત મજલાનો મહેલ ઊભો કરી દીધો હતો. રત્નના દીપકોથી મહેલ ઝળઝળી રહ્યો હતો. સાતમે મજલે અંજના પોતાની સખીઓ સાથે વાર્તાવિનોદ કરી રહી હતી.

બંને મિત્રો સાતમા મજલે પહોંચ્યા. પ્રહસિતે એવી જગા શોધી કે જ્યાંથી તેઓ અંજનાને જોઇ શકે, પરંતુ અંજના કે એની સખીઓ આ બે મિત્રોને ન જોઇ શકે.

પવનંજયે અંજનાને જોઇ....જોયા જ કરી. અંજનાનું અદ્દભુત રૂપ જોઈને પવનંજય તાજ્જુબ થઇ ગયો....વિશ્વની આ શ્રેષ્ઠ રૂપસુંદરી પોતાની ભાવિપત્ની થનાર છે, એ વિચારથી તેનું હૈયું નાચી ઊઠ્યું.

ત્યાં અંજનાની સખીઓનો વાર્તાલાપ એના કાને અથડાયો.

વસન્તતિલકા બોલી: 'અંજના! તું ખરેખરી બડભાગી છે હોં, કે તને પવનંજય જેવો પતિ મળ્યો!'

મિશ્રકા બોલી: 'અરે વસન્તા, તું ય ખરેખરું સાબણુ લગાવે છે, અલી! ચરમશરીરી વિદ્યુત્પ્રભને છોડીને કોઇ વર વખાણવા જેવો હોય ખરો?'

વસંતતિલકા બોલી: 'તું તો ગાંડી. બોરનું ઠીટુંય જાણતી નથી તે વિદ્યુત્પ્રભને વખાણવા નીકળી પડી....મૂર્ખી, અલ્પ આયુષ્યવાળો પતિ આપણી સ્વામિનીને શા કામનો? પતિ તો દીર્ઘાયુ હોવો જોઈએ સમજી?'

મિશ્રકા બોલી: 'વસન્તા, તારી ય બુદ્ધિ બહેર મારી

ગઇ લાગે છે. અમૃત થોડું હોય તો ય અમૃત તે અમૃત! અને ઝેરનાં મોટા માટલાં ભર્યાં હોય તોય તે શું કરવાના?'

અંજનાને તો ન વસંતતિલકાનો પક્ષ લેવાય કે ન મિશ્રકાનો પક્ષ લેવાય! એને તો મૌન જ રહેવું પડે. નહિતર તો સખીઓ એની ખરેખરી મશ્કરી જ ઉડાવે!

પરંતુ અંજનાનું મૌન પવનંજયના હૈયામાં જુદો જ વિચાર જન્માવી ગયું.

પવનંજયે વિચાર્યું: આ બીજી સખી મારી સરખામણી ઝેર સાથે કરે છે, છતાં અંજના મૌન રહે છે; માટે જરૂર એના મનમાં વિદ્યુત્પ્રભ વસેલો છે. જો એણે મને મનમાં વસાવેલો હોત તો સખીને બોલતી બંધ કરી દેત....'

તેનો રોષ ભભૂકી ઊઠયો.

કમરેથી ખડ્ગ ખેંચી કાઢી તે ધસ્યો. 'જેના દિલમાં વિદ્યુત્પ્રભ છે તે સખી અને સ્વામિની બંનેનાં માથાં ધડથી જુદાં કરી નાંખું....' એમ બોલતો તે અંધકારને ચીરતો આગળ વધ્યો, ત્યાં જ પ્રહસિતે હાથ પકડીને ઊભો રાખ્યો.

'આ શું કરે છે?'

'મને રોક મા, મારા રોષની આગમાં આહુતી આપીને જ હું જંપીશ....'

'અરે, સ્ત્રી અપરાધી હોય તો પણ અવધ્ય છે... જ્યારે આ અંજના તો નિરપરાધી છે....'

'અંજના નિરપરાધી છે? બોલ મા. નાહક મને વધુ

રોષાયમાન ન કર.'

'ખરેખર કહું છું મિત્ર, અંજના નિરપરાધી છે. સખીને બોલતી તેણે વારી નહિ તેમાં તેની લજ્જા જ કારણ છે. નહિ કે એના હૃદયમાં વિદ્યુત્પ્રભ છે માટે.'

પ્રહસિતે જરા સખત શબ્દોથી પવનંજયને દાબી દીધો. પરંતુ પવનંજયના હૃદયમાંથી અંજના પરનો રોષ જરાય ઓછો ન થયો. જેટલા ઉમળકાથી....પ્રેમથી તે અંજનાના રૂપામૃતનું પાન કરવા આવ્યો હતો તેટલા જ દ્વેષથી.... ઘેરથી તે પાછો ફર્યો. મિત્રની સાથે તે આકાશ માર્ગે ત્યાંથી સીધો જ પોતાના આવાસે આવી ગયો.

આવાસસ્થાને આવ્યો પણ તેને ઊંઘ નથી આવતી. ક્યાંથી આવે? એકબાજુ અંજના સાથે પિતાજીએ પોતાનો વિવાહ કબૂલી લીધો છે, જ્યારે બીજીબાજુ અંજના પ્રત્યે એનાં દિલમાં ભયંકર તિરસ્કાર જાગી ગયો છે! શું કરવું? અનેક પ્રકારના વિચારોના આતશમાં એનું દિલ સળગી રહ્યું છે.

અનેક વિચારો કરવા છતાં એ કોઈ પણ જાતના નિર્ણય પર ન આવી શક્યો. ત્યારે તેને પ્રહસિત યાદ આવ્યો. 'ક્યારે સવાર પડે અને મિત્રની સલાહ લઉં.' એ વિચારમાં તે પ્રભાત પડવાની રાહ જોઈ રહ્યો.

પ્રહસિત પણ ખૂબ જ ચિંતાતુર હતો. મિત્ર પવનંજય કોઈ પણ સાહસ ન કરી બેસે તે માટે તે જાગતો ને જાગતો જ પોતાના શયનખંડમાં પડ્યો હતો. કોઈ પણ ઉપાય દ્વારા પવનંજયના હૃદયમાંથી અંજના માટેનો દુષ્ટ વિકલ્પ

દૂર કરવા માટે પ્રહસિત યોજના વિચારી રહ્યો હતો.

અરુણોદય થયો.

પ્રહસિત ઊઠીને સીધો જ પવનંજયના શયનખંડમાં પહોંચ્યો. પવનંજય પ્રહસિતની રાહ જોઈને જ બેઠો હતો. પ્રહસિતને જોતાં જ પવનંજય પલંગમાંથી બેઠો થઈ ગયો અને પ્રહસિતને પોતાની બાજુમાં બેસાડ્યો.

'પ્રહસિત, અંજના સાથે લગ્ન કરવાથી સર્યું હવે....'

'મિત્ર, તું જરા સ્વસ્થ ચિત્તે વિચાર કર.'

'મારું મન અત્યારે ઘણું જ વિહ્વળ છે....હજુ પણ એ....શબ્દો મારા કાનમાં શૂળની જેમ ભોંકાયા કરે છે....'

'તારી વાત સાચી છે, પરંતુ તું જો અંજનાના રાત્રીના સંયોગોનો વિચાર કરીશ તો તને અંજના જરૂર બિનગુનેગાર લાગશે. લગ્નના આગલા દિવસોમાં સખીઓ કન્યાની સમક્ષ પતિના ગુણદોષ બોલીને કન્યાના ચિત્તનું રંજન કરતી હોય છે. એમાં પતિને હકીકતમાં કંઈ તેઓ હલકો પાડતી નથી. અને આપણી સંસ્કૃતિના હિસાબે એવા પ્રસંગે કન્યાએ મૌન જ રહેવું જોઈએ. જો સખીઓની વાતચીતમાં, વાર્તાવિનોદમાં એ ભાગ લે તો તેમાં કન્યાની નિર્લજ્જતા કહેવાય! માટે અંજનાના મૌનમાંથી તારે એ અર્થ ન કાઢવો જોઈએ કે એના હૃદયમાં વિદ્યુત્પ્રભ છે અને તું નથી.'

'ગમે તેમ કહે, પરંતુ મારી એના પ્રત્યે પૂરેપૂરી અરુચિ થઈ ગઈ છે. અને જે વસ્તુ પર અરુચિ થઈ ગઈ

પછી ભલે મિષ્ટાન્ન હોય, છતાં ખાવું ન જ ભાવે. અને એવું અરુચિથી ખાવાની જરૂર પણ શી!'

'પણ આમાં એક ગુણિયલ સ્ત્રી પ્રત્યે તું ભારોભાર અન્યાય કરી રહ્યો છે...'

'મને અન્યાય નથી લાગતો. હજુ કયાં હું એને પરણ્યો છું? બીજા કોઇ રાજકુમારને....'

'બોલીશ મા, ન બોલાય તેવું. આર્યદેશની કન્યા એક વખત જ મનનું દાન દે છે. અંજના તને મનથી તો વરી ચૂકી જ છે. હવે એમાં કોઇ ફેરફાર શકય નથી.'

'તેથી હું શું કરું? હું એને નથી જ પરણવાનો.... ચાલ હવે આપણે નગરમાં પહોંચી જઈએ....'

પલંગ પરથી ઊઠીને એણે ચાલવા માંડયું. ત્યાં પ્રહસિતે હાથ પકડીને પાછો બેસાડયો. પવનંજય પ્રહસિતની સામે ટગર ટગર જોઇ રહ્યો. પ્રહસિતે પવનંજયના બે હાથ પોતાના હાથમાં સજ્જડ પકડી રાખ્યા.

થોડીક વાર બંને મિત્રોએ મૌન પકડયું.

'પવનંજય! મહાપુરુષ કોને કહેવાય?' પ્રહસિતે ખૂબ જ મમતાભર્યા અવાજે વાતને આરંભી.

'તું જ કહે.'

'એક વાર જે વાત સ્વીકારી તેને કોઇ પણ ભોગે ન છોડે તે.'

'એટલે?'

'એટલે એ કે તેં એકવાર અંજનાને સ્વીકારી લીધી

છે. હવે તારે એ સ્વીકારને કોઈ પણ ભોગે નકારવો ન જોઈએ.'

'મારે તેવું મહાનપણું...'

'નથી જોઈતું એમ કહેવું છે ને?' પ્રહસિતે વાક્ય પૂરું કર્યું. પવનંજય મૌન રહ્યો.

'ભલે તારે મહાનપણું ન જોઈતું હોય; પરંતુ ગુરુજનોનું તો મહાનપણું ટકાવવું જોઈએ ને!' પ્રહસિતે વાતનો વળાંક લીધો.

'તે હું ક્યાં વડીલજનોના મહાનપણાનો નાશ કરું છું?'

'પિતાજીએ રાજા મહેન્દ્રને વચન આપ્યું છે, એ તું જાણે છે ને? નંદીશ્વર દ્વીપ પર જ બંને રાજાઓએ તમારાં સગપણ નક્કી કર્યાં છે. એ તારાથી અજાણ છે? વિચાર કર કે, હવે જો તું ના પાડીશ તો પિતાજી મહેન્દ્ર રાજાને શું મોં દેખાડશે? શું તું એમ કહીશ કે 'પિતાજીએ મને પૂછીને ક્યાં સગપણ કર્યું હતું? તને પૂછયા વિના તારું અંજના જેવી વિશ્વની શ્રેષ્ઠ રૂપસુંદરી સાથે સગપણ કર્યું તેમાં તારા પરના આ વિશ્વાસનો ઘાત કરવા માંગે છે?'

'મારે ક્યાં વિશ્વાસઘાત કરવો છે?' પવનંજય કંઈક ઢીલો પડયો.

'વિશ્વાસઘાત નહિ તો બીજું શું? જ્યારે પિતાજી આ વાત જાણશે ત્યારે એમના દિલને કેવો કારી ઘા વાગશે તેનો તું ખ્યાલ કર. મિત્ર! હું સમજું છું કે આ તબક્કે

મારી આ વાતથી તું નારાજ થઈશ પરંતુ એક કલ્યાણમિત્ર તરીકે મારે તને મારી સમજ મુજબ જે લાગતું હોય તે કહેવું જ જોઈએ અને એ કહેતાં જો તારું દિલ દુભાયું હોય તો ક્ષમા કરજે.' પ્રહસિતનું ગળુ જરા ગળગળું બની ગયું. ગળગળાં અવાજે જ તેણે પોતાની વાતને આગળ લંબાવી

'ખરેખર દુષ્ટ પ્રારબ્ધનો જ આ વાંક લાગે છે; બાકી અંજનામાં દોષનો અંશ પણ નથી. સ્નેહીજનોનાં હૃદય પણ જો દૈવ રૂઠે તો ભેદાતાં વાર નથી લાગતી.'

'પ્રહસિત, તારી બધી વાતનો સાર એ છે કે મારે વડીલોની ખાતર મારું ભાવિજીવન બરબાદ થતું હોય તો થવા દેવું...'

'ના, જરાય નહિ. જો મને તારું ભાવિજીવન બરબાદ થતું લાગતું હોત તો હું તને જરાય આગ્રહ ન કરત. હું વડીલોને સમજાવવા પ્રયત્ન કરત. પરંતુ મને તો અંજના સાથેનું તારું ભાવિજીવન ઉજ્જવલ લાગે છે; માટે જ આટલો આગ્રહ કરી રહ્યો છું. વળી માની લે કે અંજના છોડીને તું કોઈ બીજી કન્યા સાથે લગ્ન કરીશ, તો શું ભાવિજીવન ઊજળું જ બની જશે એમ માને છે? અરે, જો તારું પ્રારબ્ધ જ વાંકું હશે તો સારી સાનેલી કન્યા પણ પરણ્યા પછી બગડી જતાં વાર નહિ લાગે....'

કેવો અદ્‌ભુત મિત્ર! પવનંજય રાજપુત્ર હોવા છતાં શરમમાં જરાય ન ખેંચાતાં અવસરે સાચી વાત કહેતાં

તે અચકાતો નથી....ધર્મગુરુની અદાથી તે પવનંજયને સુંદર સલાહ આપીને એક અચ્છા મિત્રનો આદર્શ પૂરો પાડે છે!

'ભાઈ! કેવળ તું તારા વિચારના પ્રવાહમાં ન ખેંચાઈ જા....તારી આસપાસના બધા જ સંયોગોનો તું વિચાર કર. બસ, મારે હવે કંઇ અધિક કહેવું નથી.'

પવનંજય પ્રહસિતની વાતનું ઉલ્લંઘન કરી શકે એમ ન હતો. મિત્રની વાત માન્ય રાખી અંજના સાથે વિવાહ કરવા માટે તેણે સંમતિ આપી.

પરંતુ હૃદયમાંથી અંજના પ્રત્યેનો દુર્ભાવ તો ન જ ગયો! કયાંથી જાય? પૂર્વભવમાંથી અંજના એવું પ્રારબ્ધ લઇને આવી છે કે પતિના હૈયામાં પોતાના પ્રત્યે સદ્ભાવ જાગવા જ ન દે!

હજુ બંને મિત્રોને પ્રાભાતિક કાર્યોથી પરવારવાનું બાકી હતું. દરવાજે પરિચારિકા રાહ જોઈને ઊભી રહી હતી.

પ્રહસિતે ઊભા થઈને દરવાજો ખોલ્યો. ઈશારાથી પરિચારિકાને અંદર દાખલ થવાની રજા આપી દીધી.

પરિચારિકા વિનયપૂર્વક દાખલ થઈ અને કુમારને હાથ જોડીને વિનંતી કરી.

'યુવરાજકુમાર! માતાજી આપની રાહ જુએ છે. આપની સાથે દુગ્ધપાન કરવાનું કહે છે.'

'આ તુરત જ આવ્યો....' કહેતો પવનંજય ઊઠયો.

પરિચારિકા નમન કરીને પાછા પગે શયનગૃહની બહાર નીકળી ગઈ.

પ્રહસિતને સાથે જ લઈ પવનંજય માતાજીની પાસે પહોંચ્યો.

માતા કેતુમતીનો આનંદ સમાતો નથી. પ્રાણ કરતાંય વધુ પ્રિય પુત્રના લગ્નનો મહોત્સવ જ્યારે મંડાયો હોય ત્યારે કેતુમતીના આનંદનું પૂછવું જ શું!

પુત્ર અને પુત્રના મિત્રનું મધુર શબ્દોથી સ્વાગત કરી કેતુમતીએ બંનેને પોતાની સાથે બેસાડી દુગ્ધપાન કર્યું; અને પુત્રને હવે ક્યાંય દૂર ન જવાની શિખામણ આપી; બંનેને વિદાય કર્યા.

બંને રાજાઓએ માનસરોવરના તટ પર જાણે નવી સૃષ્ટિનું સર્જન કરી લીધું. ઠેરઠેર ધજાઓ....તોરણો....કમાનોથી નગરને શણગારી દીધું. મધુર વાજિંત્રોના સૂરો સતત ગૂંજવા લાગ્યા.

અંજના પણ પોતાનાં ભાવિજીવનનાં મધુર સ્વપ્નોને જોતી હર્ષના સાગરમાં ઝીલવા લાગી. સખીઓના ચતુર અને મનોહર વાર્તા-વિનોદથી અંજના સદાય હસમુખી બની ગઈ! અંજનાએ ભલે પવનંજયને નજરોનજર નથી જોયો પરંતુ પવનંજયનું ચિત્ર જોયુ છે. પોતાને એક દિવ્ય રૂપવાળો અને અદ્‌ભુત ગુણવાળો પતિ મળે છે, એ વિચારથી એ પોતાની જાતને મહાન ભાગ્યશાળી માનવા લાગી, એટલું જ શા માટે? સૌ કોઈ એને ભાગ્યશાળી માનવા

લાગ્યું

લગ્નનો દિવસ આવી લાગ્યો. શુભ મુહૂર્તે બંનેનું પાણિગ્રહણ થયું...બંને લગ્નગ્રંથીથી જોડાયાં.

અંજનાએ અંતઃકરણથી પવનંજયનો પતિ તરીકે સ્વીકાર કર્યો પરંતુ પવનંજયે તો માત્ર બાહ્ય વ્યવહારથી જ અંજનાનો પત્ની તરીકે સ્વીકાર કર્યો. એના હૃદયમાંથી તો અંજનાને ક્યારનોય દેશવટો મળી ચૂક્યો હતો.

રાજા મહેન્દ્રે ખૂબ સ્નેહભાવથી પ્રહ્લાદરાજનું સ્વાગત કર્યું. પુત્રી અંજનાને ખૂબ મમતાથી અપૂર્વ પહેરામણી કરી. રાણી હૃદયસુંદરીની આંખમાંથી તો આંસુની ધારા વહી રહી. એકની એક વહાલી પુત્રીનો વિયોગ સહન કરવાનું ગજું એનામાં ક્યાંથી હોય! આંસુવહેતી આંખે, પુત્રીના મસ્તકે આલિંગન કરી માતાએ કહ્યું:

'બેટા અંજના, મારી કેટલીક શિખામણો તારા હૃદયમંદિરની દીવાલો પર લખી રાખજે.

- તારા સસરાને તું પિતાતુલ્ય માનજે.
- તારી સાસુને માતાના સ્થાને સ્થાપજે.
- તારા પતિને તારા દેવ માનીને પૂજજે.
- શીલને જીવનની સર્વસંપત્તિ માનીને તેનું જતન કરજે.
- શ્રી નવકારમંત્રનું તારા ચિત્તમાં સતત ધ્યાન ધરજે.
- ગંભીરતા ઉદારતા, સહિષ્ણુતા અને પ્રેમાળતા—આ ચાર ગુણોનાં ચાર પુષ્પો તારા અંબોડામાં

સદૈવ મઘમઘતાં રાખજે.

○ તારી મતિને પરમાત્મા શ્રી જિનેશ્વરદેવના ઉપદેશથી રસાયેલી રાખજે.

વિશેષ તને શું કહેવું ? તેં જેવી રીતે અમારા ઘરને તારા ગુણોથી....કળાથી... ઊજળું બનાવ્યું છે એવી જ રીતે હવે તારા ઘરને ઊજળું કરજે બેટા....અને ક્યારેક તારી માતાને યાદ કરજે....' હૃદયસુંદરીનો અવાજ રડી પડયો... અંજનાની આંખોમાંથી આંસુની ધારા છૂટી. તેણે માતાનાં ચરણોમાં મસ્તક મૂકી માતાની શુભાશીષ માગી.

સખી વસંતતિલકાને સાથે લઈ અંજનાએ પવનંજયના વિમાનમાં પગ મૂક્યા.

પ્રહ્લાદરાજનું વિમાન સૌ પ્રથમ આકાશમાર્ગે ગતિશીલ બન્યું ત્યારબાદ પવનંજયના વિમાને માનસરોવરના રમણીય તટનો ત્યાગ કર્યો.

અંજનાએ વિમાનની બારીમાંથી ડોકિયું કરી માતા-પિતાનાં મધુર દર્શન કરી લીધાં....જોતજોતામાં તો વિમાન દૃષ્ટિમાંથી દૂર દૂર ચાલી ગયું.

રાજા મહેન્દ્ર અને રાણી હૃદયસુંદરીની આંખમાંથી આંસુનું છેલ્લું બિંદુ પડી ગયું.

૩

## દુઃખ પછી સુખ

આશાઓના જીર્ણ....શીર્ણ અને જર્જર અવશેષોના જનાજાને ઉપાડી પવનંજય આકાશમાર્ગે પોતાના નગર તરફ વળ્યો.

રાજા પ્રહ્લાદે પુત્રવધૂ અંજનાને સાત મજલાનો ભવ્ય મહેલ આવાસ માટે અર્પણ કર્યો. જાણે સ્વર્ગલોકનું વિમાન ભૂમિસ્થ બન્યું ન હોય! અનેક દાસદાસીઓથી અને રાજકુળની વૃદ્ધાઓ....યૌવનાઓ અને બાળાઓની અવરજવરથી મહેલ ધમધમી ઊઠયો. જેણે જેણે અંજનાને જોઈ તેણે તેણે પ્રશંસાનાં પુષ્પોની વર્ષા વરસાવી. આખો દિવસ લોકોની અવરજવર ચાલી, રાત્રી પડી. અંજનાનું પ્યાસું હૃદય પ્રેમવારિનાં પાન કરવા ઉત્સુક બન્યું. પવનંજયનાં દર્શન કરવા તેની આંખો ચારેકોર ફરવા લાગી.

નીરવતા વ્યાપી અને અંધારું થયું. 'હમણાં પતિદેવ આવશે....હમણાં પ્રેમનું સંગીત રણઝણી ઊઠશે....' સંયોગ-સુખની સુમધુર કલ્પનાની માદકતા તેની આંખોમાં છલકાવા લાગી.

રાજમહાલયના ચોકીદારે બારના ડંકા દીધા. અંજના કલ્પના-નિદ્રામાંથી ઝબકીને જાગી. જુએ છે તો પગ આગળ ભૂમિ પર સૂતેલી વસંતતિલકા સિવાય શયનગૃહમાં કોઈ જ દેખાયું નહિ. તેના હૈયામાં ધ્રાસકો પડયો. 'વસંતા....'ભૂમિ પર સૂતેલી વસંતાને અંજનાએ ઢંઢોળીને જગાડી. 'શું હજુ પવનંજય આવ્યા નથી?' અંજનાની સામે, આંખો ચોળતી વસંતતિલકાએ પ્રશ્ન કર્યો.

'ના.' ભાંગેલા હૈયે અંજનાએ કહ્યું.

મૌન પથરાયું. અંજનાના મુખ પર ખેદ અને નિરાશાની લાગણીઓ પથરાઈ ગઈ, એના ચિત્તમાંથી અનેક અશુભ વિચારો પસાર થઈ ગયા.

'પણ હવે આમ જાગતાં કયાં સુધી બેસી રહીશું? હવે સૂઇ જઇએ.' વસંતાએ અંજનાનો હાથ પોતાના હાથમાં લઇ કહ્યું.

'મારી તો ઊંઘ આજે જાણે નાસી ગઇ છે....' નિસાસો નાંખીને અંજનાને ઝરૂખાની બહાર મોઢું કાઢયું.

'મને લાગે છે કે જરૂર તેઓ કોઇ અગત્યના કામમાં પરોવાઈ ગયા હોવા જોઈએ.' વસંતાએ અંજનાના દિલને આશ્વાસન મળે એ હેતુથી કહ્યું. પરંતુ આવા પાયા વિનાના આશ્વાસનથી અંજનાને સંતોષ થઇ શકે એમ ન હતો. એ તો બેસી જ રહી. વસંતતિલકા પણ ઊંઘી ન શકી. કેવી રીતે ઊંઘી શકે? પ્રાણ કરતાં પણ અધિક સખીનું ચિત્ત વ્યાકુળ હોય ત્યારે તેને ઊંઘ ન જ આવે.

આખી રાત પવનંજયની રાહ જોઈ જોઈને જ પૂરી કરી; એ આશાએ કે સવારે તો જરૂર પવનંજય આવશે અને રાત્રે પોતે ન આવી શકયો તેની દિલગીરી વ્યકત કરી પત્નીના ચિત્તનું રંજન કરશે. પરંતુ પ્રભાતવેળાએ પણ પવનંજયનાં દર્શન ન થયાં.

પવનંજય તો આવીને પોતાના નિવાસસ્થાનમાં જ સીધો પહોંચી ગયો અને રાજ્યનાં કાર્યોમાં રોકાઈ ગયો. જો કે તેનું ભગ્ન હૃદય રાજકાર્યોમાં પરોવાઈ શકે તેમ જ ન હતું પરંતુ અંજના પ્રત્યેના ભારોભાર રોષે તેને અંજનાની પાસે પહોંચવા ન દીધો. મિત્ર પ્રહસિતે ઘણું ઘણું સમજાવ્યું છતાં તે ન સમજ્યો તે ન જ સમજ્યો. તીવ્ર કષાયોના ઉદયમાં જીવની આવી જ પરિસ્થિતિ સર્જાય છે.

અંજનાને પોતાનું મોં પણ બતાવવું એણે બંધ કર્યું. અંજનાની સ્થિતિ કફોડી થઈ ગઈ. તેના ભાંગ્યા હૈયાની દર્દભરી ચીસો સાંભળનાર એક વસંતા સિવાય કોઈ ન હતું. સાત મજલાનો મોટો મહેલ એક બિહામણા ખંડિયેર જેવો ભાસવા લાગ્યો. અંજનાના કરૂણ ક્રંદનના પડઘા ભીંતો પર ભટકાવા લાગ્યા.

તીવ્ર વેદનાઓ....ઊભરાતાં આંસુઓ...ધખધખતા નિઃશ્વાસો....નિરાશાપૂર્ણ વિવશતા....દીનતા અને ઉદાસીનતાનું જાણે એક નર્કાગાર સર્જાઈ ગયું.

પવનંજય વિના અંજનાનું જીવન અંધકારમય બની

ગયું. ચન્દ્ર વિનાની જાણે અમાસની રાતલડી.

'અંજના, પણ આમ રાતદિ' શોક અને આક્રંદ કરવાથી શું વિશેષ છે?' કેટલાય દિવસોથી....મહિનાઓથી અંજનાએ શરીરે સ્નાન નથી કર્યું....માથે તેલ નથી નાંખ્યું....વેણીશણગાર નથી કર્યો...સુંદર વસ્ત્રો નથી પહેર્યાં. રોઈ રોઈને આંખો સૂજી ગઈ છે. વિલાપ કરી કરીને તેનું મુખ મ્લાન બની ગયું છે. પલંગમાં આળોટી આળોટીને તેનાં કપડાં ચોળાઈ ગયાં છે. સખીની, આવી નજરે ન જોઇ શકાય એવી અસહ્ય સ્થિતિ જોઇને વસંતતિલકાએ અંજનાની પીઠ પર હાથ ફેરવતાં કહ્યું.

'મારું તો સર્વસ્વ લૂંટાઈ ગયું.' અંજના રડી પડી. મોં બે પગ વચ્ચે દબાવીને તેણે ધ્રૂસકે ધ્રૂસકે રડવા માંડયું.

'અંજના, તારા જેવી જિનવચનાનુરાગી સ્ત્રીને આમ આપત્તિ વખતે મૂંઝાઈ જવું ન શોભે. આપત્તિ વખતે તો તે મૂંઝાઈ જાય કે જેને પુણ્ય-પાપ અને પ્રારબ્ધના સિદ્ધાંતો પર શ્રદ્ધા ન હોય. ચાલ ઊભી થા, આમ રડી રડીને જીવન પૂરું કરવું ન શોભે.'

'હું જાણું છું બહેન, મારાં કરેલાં કર્મોનું જ આ ફળ હું ભોગવી રહી છું. પરન્તુ કંઈ સમજાતું નથી કે મને શું થઈ ગયું છે. એમના પ્રત્યે મારા દિલમાં જરાય દ્વેષ નથી....અપ્રીતિ નથી. એ તો મહાન ગુણનિધિ છે.' વળી આંખોમાં આંસુનાં પૂર ઊમટયાં, વસંતાએ પોતાના પાલવથી આંસુને લૂછી નાંખ્યાં.

'હું અભાગણ છું....મેં તેમને દુઃખી કર્યા....હું તેમને સુખી ન કરી શકી....બસ, મને આ વાત વારંવાર યાદ આવે છે ને મારું હૈયું....'

'તું અભાગણ નથી, તું તો મહાન ભાગ્યશાળી છે. દોષ પવનંજયનો છે. જો આ પ્રમાણે જ કરવું હતું તો પરણવા પૂર્વે એમણે વિચાર કરવો જોઇતો હતો....' વસંતતિલકાએ પોતાના હૈયાની વરાળ કાઢી.

'એવું ન બોલ વસંતા, મનુષ્યને....કે કોઇ પણ જીવને દુઃખ આવે છે તે પોતાનાં પાપકર્મોથી આવે છે. મારું એવું કોઇ પાપકર્મ ઉદયમાં આવ્યું છે કે જેના પરિણામે તેમના જેવા ગુણનિધાનના હૈયામાં પણ મારા માટે કોઇ અશુભ ભાવ જાગ્રત થયો છે.'

વર્ષો વીતવા લાગ્યાં. સારાયે રાજકુળમાં વાત પ્રસરી ગઇ કે પવનંજયે પરણ્યા પછી અંજનાનો ત્યાગ કરી દીધો છે. પવનંજયની માતા કેતુમતિએ પણ જ્યારે આ વાત જાણી ત્યારે તેના દિલને ભારે આઘાત લાગ્યો. તેણે પુત્રને ખૂબ ખૂબ સમજાવ્યો. છતાં પવનંજય એકનો બે ન થયો. અંજનાના કયા ગુનાથી અંજનાનો ત્યાગ કર્યો છે, એ વાત પણ કેતુમતિએ પૂછી, પરંતુ પવનંજય કોઇ ગુનો બતાવી શક્યો નહિ. શું બતાવે? ગુનો હોય અને પોતે સિદ્ધ કરી શકે એમ હોય તો બતાવે ને? હા, પોતે જો પોતાના મનમાં પડેલો સંશય કહે અને ખુલાસો માંગે તો તો સુખદ સમાધાન થઇ જાય.

અને આવી રીતે જ મોટે ભાગે જીવ કોઈ નિરપરાધી જીવને દંડી રહ્યો હોય છે. એમાં પણ વડીલો જ્યારે નાનેરાંઓ પ્રત્યે, આ રીતે કોઈના કહેવા ઉપરથી કે વાતને પૂર્વાપરના સંબંધથી જાણ્યા વગર, કોપાયમાન બને છે ત્યારે મહાન અનર્થ સર્જાય છે. નાનેરાંઓનાં જીવન જોખમાય છે. પ્રાજ્ઞ વડીલો તો કોઈના કહેવા પરથી કે વાતના પૂર્વાપરના સંબંધને જાણ્યા વગર કોઈના માટે નિર્ણય ન બાંધે. કોઈ નિરપરાધી જીવને ન દંડે.

કેતુમતિ પણ વારંવાર અંજનાની પાસે આવે છે અને આશ્વાસનના બે શબ્દો કહી જાય છે. અંજના માટે તેના હૈયામાં પ્રેમ, વાત્સલ્ય અને સહાનુભૂતિ ભરેલાં છે. અંજના તો નથી કોઈની સાથે બોલતી, નથી કોઈની સાથે હસતી કે નથી ક્યાંય ફરવા જતી, બસ, એણે તો પોતાના ચિત્તને અરિહંત પરમાત્માના ધ્યાનમાં પરોવી દીધું. નિરંતર પરમાત્માની ભક્તિમાં તે લીન થઈ ગઈ. એક....બે....ત્રણ.... તેર....એમ કરતાં કરતાં બાવીસ વર્ષનાં વહાણાં વાઈ ગયાં.

બાવીસ વર્ષના દીર્ઘકાળ દરમિયાન અંજનાએ પોતાના સ્વભાવને દુ:ખ–સહિષ્ણુ બનાવી દીધો. કર્મોની સારીનરસી અસરો અંગે ઊંડું ચિંતન કરી પોતાની સાચી સમજને ખૂબ ખૂબ વિસ્તારી.

એટલું જ નહિ, પરંતુ સખી વસંતતિલકાએ પણ

બાવીસ વર્ષ દરમિયાન અંજનાના જીવનમાં ઊંડો રસ લઈ સખીના દુઃખેદુઃખી અને સુખેસુખી બની એક આદર્શ પૂરો પાડયો.



બીજી બાજુ પ્રહ્‌લાદરાજની સભામાં લંકાપતિ રાવણનો દૂત આવી આવી ઊભો રહ્યો. પ્રહ્‌લાદરાજને પ્રણામ કરી તેણે લંકાપતિનો મહત્ત્વનો સંદેશો કહેવો શરૂ કર્યો.

'હે નરનાથ! તમે જાણતા હશો કે વરુણપુરીનો રાજા વરુણ લંકાપતિની આજ્ઞા માનવાનો ઇન્કાર કરે છે અહંકારનો જાણે મૂર્તિમંત પર્વત છે.

લંકાપતિએ જ્યારે એને શરણે આવવા માટે કહેવરાવ્યું ત્યારે તેણે દૂતને તિરસ્કારી કાઢયો. પોતાની પ્રચંડ શક્તિનું તેને ભારે અભિમાન છે.'

'પણ શું ઇન્દ્ર, નલકુબેર વગેરેની લંકાપતિએ શી દશા કરી છે, તેનું તેને ભાન નથી?' પ્રહ્‌લાદરાજે રાવણની શૌર્યગાથાની સ્તુતિ કરી.

મહારાજા! એ ઘમંડી વરુણ તો કહે છે: હું ઇન્દ્ર નથી....હું નલકુબેર નથી....હું સહસ્ત્રકિરણ નથી....મને મરુત ન સમજતા; હું વરુણ છું વરુણ! વળી એણે લંકાપતિને કહેવરાવ્યું કે, 'લંકાપતિને દેવતાધિષ્ઠિત રત્નોથી અભિમાનનો આફરો ચઢયો હોય તો ભલે તે અહીં આવે, હું એ દુષ્ટમતિનું અભિમાન ઉતારી નાંખીશ....'

'પછી આ સંદેશો લંકાપતિને પહોંચ્યો?' પ્રહ્‌લાદે

કંઈક આતુરતાથી પૂછ્યું.

'હા જી, દૂતે આવીને લંકાની રાજસભામાં વરુણનો વક્રતાભર્યો સંદેશો કહ્યો કે લંકાપતિ રોષાયમાન થઈ ગયા અને તુરત જ ખર અને દૂષણ નામના પોતાના મહાન પરાક્રમી સેનાપતિઓને વિશાળ સૈન્ય સાથે વરુણને જીવતો ને જીવતો પકડી લાવવા આજ્ઞા કરી.'

'પછી શું થયું?' પ્રહ્‌લાદરાજે પ્રશ્ન કર્યો.

'ખર અને દૂષણ વિશાળ રાક્ષસસૈન્યની સાથે વરુણપુરી તરફ ધસ્યા. વરુણને પણ પોતાના ગુપ્તચરો મારફત ખર-દૂષણની ચઢાઇના સમાચાર મળતાં જ પોતાના પ્રબળ પરાક્રમી પુત્રો રાજીવ, પુંડરિક વગેરે વિરાટ સૈન્ય સાથે વરુણ નગરની બહાર આવ્યો.

વરુણ એક યુદ્ધકુશળ રાજવી હતો. રાજીવ, પુંડરિક વગેરે એના પુત્રો તો વળી પિતા કરતાંય સવાયા હતા. નગરની બહાર આવી રાજીવે યુદ્ધની અદ્‌ભુત વ્યૂહરચના ગોઠવી દીધી. ખર અને દૂષણ પણ રાક્ષસસૈન્યના કુશળ સેનાપતિઓ હતા. રાવણની સાથે અનેક યુદ્ધોમાં તેમણે પોતાનું પરાક્રમ દાખવી રાવણની પ્રીતિ સંપાદન કરેલી હતી.

દૂતે કહ્યું: 'વરુણના પુત્રોએ રાક્ષસસૈન્ય સામે દારુણ જંગ માંડયો. ખર અને દૂષણને હંફાવવા માંડયા, બીજી બાજુ વરુણે રાક્ષસ સૈન્યમાં હાહાકાર વર્તાવવા માંડયો. દિવસો સુધી બંને પક્ષે સૈન્યની ખૂબ ખુવારી થઈ. પરન્તુ એક દિવસ વરુણ અને પુંડરિકે સીધા ખર અને દૂષણને

જ પકડાર્યા. અને જોતજોતામાં રાજીવે ખરને અને પુંડરિકે દુષણને જીવતો ને જીવતો પકડી લીધો.

જ્યાં ખર-દુષણ પકડાયા ત્યાં રાક્ષસસૈન્યના હાલ બેહાલ થઈ ગયા. કેટલુંક સૈન્ય મરાયું....કેટલુંક પકડાયું અને કેટલું ભાગી છૂટયું.

ખર-દુષણને પાંજરામાં પૂરી વરુણ વિજયનાદ કરતો પોતાની નગરીમાં પાછો ફર્યો. પરાજયના સમાચાર વાયુ-વેગે લંકા પહોંચી ગયા. પુનઃ વરુણને વશ કરવા લંકાપતિ તૈયાર થયા અને પોતાની સાથેના સંબંધમાં જોડાયેલા તમામ વિદ્યાધર રાજાઓને બોલાવી લાવવા માટે ખાસ દુતો રવાના કર્યા, મને આપની પાસે મોકલ્યો.'

દૂતે વિસ્તારથી સમગ્ર પરિસ્થિતિનો ખ્યાલ આપી દીધો. પ્રહ્‌લાદ રાજા પણ રાવણ સાથેની પ્રીતિના કારણે અને ખુદ રાવણનો જ સંદેશો આવવાથી લંકા જવા માટે તૈયાર થયા. યુદ્ધસજ્જ થવા માટે સૈન્યને આદેશ દઈ દીધો.

પવનંજયે લંકાપતિના દૂતની વાત અક્ષરશઃ સાંભળી હતી. પિતાને લંકા જવા માટે તૈયાર થયેલા જોઈ પવનં-જયે મસ્તક નમાવી, ઊભા થઈ વિનયપૂર્વક કહ્યું :

'પિતાજી, આપ અહીં જ રહો. લંકાપતિના મનોરથોને પૂર્ણ કરવા મને જવાની આજ્ઞા આપો....'

'ભાઈ, આ, તો વરુણની સામે જંગ ખેલવાનો છે અને તેં સાંભળ્યું'ને કે વરુણના પુત્રો કેવા પ્રબળ પરાક્રમી છે ? ખર-દુષણ જેવા મહારથીઓને જીવતા પકડીને જેલના

સળીયા પાછળ ધકેલી દીધા....'

'પિતાજી ! હું વિદ્યાધર રાજા પ્રહ્લાદનો પુત્ર છું, મારા પરાક્રમનો સ્વાદ વરુણપુત્રોને જરા ચાખવા દો. બધા ખર-દૂષણ નથી હોતા.' પવનંજયે મક્કમ અવાજે જવાની દરખાસ્ત રજૂ કરી. પ્રહ્લાદે પણ પવનંજયના પરાક્રમ પર વિશ્વાસ મૂકી સૈન્ય સાથે લંકા તરફ પ્રયાણ કરવાની અનુજ્ઞા આપી. પવનંજયે મસ્તક નમાવીને પિતાજીની આજ્ઞા મસ્તકે ચઢાવી.

પવનંજય રાજસભામાંથી સીધો પોતાને આવાસે આવ્યો. પ્રહસિત પણ ક્યારનોય ત્યાં આવી પહોંચ્યો હતો. ઘણાં વર્ષે આજે પવનંજયના મુખ ઉપર આનંદની રેખાઓ ઊપસેલી જોઈ પ્રહસિતે કહ્યું :

'મિત્ર, આજે કંઈ ખૂબ આનંદમાં છે ?'

'હા પ્રહસિત, આપણે હવે તૈયારી કરવાની છે.'

'શાની ?'

'યુદ્ધના પ્રયાણની.'

'તેં તો વળી નવી જ વાત કાઢી ! હું તો વળી કંઈક જુદું જ સમજ્યો હતો...'

પવનંજયે રાવણના દૂતનું આગમન, વરુણના હાથે થયેલો રાવણનો પરાજય....પુનઃ યુદ્ધ માટેની તૈયારી.... વગેરે બાબતોથી પ્રહસિતને વાકેફ કર્યો.

પ્રહસિતના મુખ પર ગંભીરતા છવાણી.

'શું વિચારમાં પડી ગયો પ્રહસિત ?'

'કંઈ નહિ.'

'ના ના, તું કોઈ ગંભીર વિચારમાં પડી ગયો. શું તને મારા પરાક્રમ વિષે શંકા પડી ?'

'ના. મને તારા પરાક્રમમાં શ્રદ્ધા છે.'

'તો પછી ?'

'વિચાર એ આવ્યો કે અહીંથી ગયા પછી પાછા ક્યારે વળાય, તે કંઈ નિશ્ચિત નહિ. યુદ્ધનાં કામોમાં વર્ષો જાય.'

'ભલેને જાય, આપણે અહીં શું કામ છે ?'

'કામ તો મોટું છે અહીં, પણ તું મોટું માને તો.'

બાવીસ બાવીસ વર્ષથી અંજના કેવું દુઃખમય જીવન જીવે છે એ વાત પ્રહસિતના અંતઃકરણને કોચી રહી છે. પવનંજયના અન્યાયભર્યા વલણને પ્રહસિત દુઃખી હૈયે જોઈ રહ્યો છે. એણે વિચાર્યું કે જો આ યુદ્ધમાં પવનંજય જાય તો વળી વર્ષો સુધી અંજનાના કપાળે દુઃખ જ લખાય.... એનું જીવન ઝુરીઝુરીને જ પૂર્ણ થઈ જાય....અને આ વિચારથી જ એના મુખ પર ગંભીરતા અને વેદનાની રેખાઓ અંકિત થઈ હતી. જો કે છેલ્લાં કેટલાંક વર્ષોથી પ્રહસિતે અંજનાની વાત પવનંજય સમક્ષ કદીય ઉચ્ચારી નથી છતાં આજે એને લાગ્યું કે મારે પવનંજયને અંજનાની સ્મૃતિ કરાવવી જોઈએ; એટલે એણે કહ્યું,

'મિત્ર, આપણે આ નગર છોડીએ એ પૂર્વે તારે એક વાર અંજનાના ચિત્તને પ્રસન્ન કરવું જોઈએ.'

જ્યાં અંજનાનું નામ સાભળ્યું ત્યાં પવનંજયનો ચહેરો ફરી ગયો. મુખ પરથી આનંદની, ઉલ્લાસની, ઉત્સાહની રેખાઓ ચાલી ગઈ અને રોષની....દ્વેષની અને તિરસ્કારની રેખાઓ ઊપસી આવી.

'તું એનું નામ મારી આગળ ન ઉચ્ચારીશ. હું એનું નામ પણ સાંભળવા તૈયાર નથી....'

એની આંખ સામે લગ્નપૂર્વેની એ કાળમીંઢી રાત ખડી થઇ. સખીઓ વચ્ચે બેઠેલી અંજના એની સામે તરવરવા લાગી. સખીઓએ પોતાની કરેલી નિંદા અને અંજનાએ ધારણ કરેલું મૌન....તે ધમધમી ઊઠયો.

'હું એના માટે કંઇ જ સાંભળવા તૈયાર નથી.... ભલે એનું....'

'એમ ન બોલ. તારા હાથે એક ગુણિયલ આત્માને અન્યાય ન થાય, એક નિર્દોષ વ્યક્તિનું જીવન બરબાદ ન થઈ જાય એ માટે વિચારવાની શું તારી ફરજ નથી ?'

પવનંજય મૌન રહ્યો. પ્રહસિતને લાગ્યું કે 'પથ્થર પર પાણી' છે. તેણે વાતને પડતી મૂકી. યુદ્ધપ્રયાણ અંગેની તૈયારી કરવા માંડી.

આખા નગરમાં પવનંજયના યુદ્ધપ્રયાણની વાત પ્રસરી ગઈ. અંજનાના કાને પણ વાત પહોંચી. બાવીસ વર્ષથી....લગ્નના પ્રથમ-દિવસથી જ પતિએ પોતાનો ત્યાગ કરેલો હોવા છતાં પતિ પ્રત્યેનો અનુરાગ અંજનાએ ટકાવી રાખ્યો છે.

અંજનાએ કેટલી બધી સાવધાની રાખી હશે! પોતાના મનપર કેવો મજબૂત કાબૂ રાખ્યો હશે! મહાન આત્માઓની આ એક ખૂબી હોય છે. જેના પર આપણે એક વાર પ્રેમ ધારણ કર્યો, તે વ્યક્તિ પછીથી આપણા પ્રત્યે પ્રેમવિહીન બને ત્યારે આપણે પણ એના પરનો પ્રેમ ટકાવી શકતા નથી. પછી ભલે લૌકિક પ્રેમ હોય કે લોકોત્તર પ્રેમ હોય. જયારે મહાન પુરુષો પ્રેમને ટકાવી રાખે છે, એ સમજ પર એ પ્રેમ ટકે છે કે એનો મારા પ્રત્યેનો પ્રેમ તૂટી ગયો તેમાં એનો કોઈ દોષ નથી. પરંતુ મારું જ કોઇ કર્મ કારણ છે. મારું જ પાપકર્પ એની પાસે મારી પ્રત્યે તિરસ્કાર કરાવે છે!'

'સામી વ્યકિત મારા પર પ્રેમ રાખે તો જ હું તેના પર પ્રેમ રાખું.' આ વૃત્તિ તો અધમ છે. સોદાગીરી છે. અંજનાની વૃત્તિ ઉત્તમ કક્ષાની હતી. ભલે પતિ પોતાના પર પ્રેમ ના રાખે પરંતુ એણે તો પતિ પરનો પ્રેમ અખંડિત રાખ્યો. પતિ પરથી પ્રેમ ઉઠાવી કોઇ બીજી વ્યકિત પર પ્રેમ કરવાની વેશ્યાવૃત્તિને તેણે પોતાના મનોમંદિરમાં ન જ પ્રવેશવા દીધી. તો અંજનાને આજે આપણે 'મહાસતી' તરીકે સ્મરીને પવિત્ર થઈએ છીએ.

વિજયયાત્રાની ભેરીઓ બજી ઊઠી. સૈન્યે ગગનવ્યાપી જયધ્વનિ કર્યો. પવનંજય રથમાં આરૂઢ થયો. નગર વચ્ચેથી

વિજયયાત્રા પસાર થવા લાગી.

પતિના મુખનું દર્શન કરવા અને પતિની વિજયયાત્રામાં મંગલ ઈચ્છવા વસંતતિલકાની સાથે મહેલની નીચે એક સ્તંભને અઢેલીને તે ઊભી રહી.

તેનો દેહ કૃશ બની ગયો છે. મુખ પરની લાલિમા નષ્ટ થઈ ગઈ છે. આંસુઓથી તેણે તેના મુખને પ્રક્ષાલિત કરેલું છે. ટગરટગર તે પતિની રાહ જોઈ રહી છે.

ત્યાં દૂરથી પવનંજયે અંજનાને જોઈ. અંજનાને જોતાં જ અંતઃકરણમાં ભારે તિરસ્કાર જાગ્યો. અંજનાનું રૂપ, અંજનાના ગુણો....અંજનાનું જ્ઞાન...કોઈ પણ વસ્તુ પવનંજયના તિરસ્કારને શમાવી ન શક્યા ! જ્યાં સુધી પોતાના પાપકર્મોના ઉદય વર્તતા હોય ત્યાં સુધી ગુણો, શક્તિઓ કે રૂપ....સામાના અંતરનું પરિવર્તન નથી કરી શકતા.

જ્યાં પવનંજય નજીક આવ્યો ત્યાં અંજનાસુંદરી ઝડપથી આગળ વધી અને પતિનાં ચરણમાં પડી. અંજલિ જોડી ગદ્‌ગદ શબ્દોમાં પ્રાર્થના કરી.

'હે સ્વામિનાથ ! અત્યાર સુધી આપે મને ક્ષણ પણ બોલાવી નથી....છતાં પણ મારી વિનંતી છે કે, આપ મને ભૂલી ન જતા....આપનો માર્ગ કુશળ બનો.... पन्थानः सन्तु ते शिवः

પવનંજયે પવિત્ર અંજનાને ધૂતકારી કાઢી. ચરણે ઢળેલી ગુણિયલ પત્નીની અવગણના કરીને પવનંજય આગળ વધ્યો.

કેટલી નિષ્ઠુરતા! કેવો ઘોર તિરસ્કાર! અંજનાના હૃદયને સખત આઘાત લાગ્યો. તે મહેલમાં જતાં જ ભૂમિ પર પટકાઈ પડી. પતિએ કરેલી પોતાની અવગણના અને પતિના વિયોગથી તેનું હૃદય ભારે આક્રંદ કરી રહ્યું.

પવનંજયને ક્યાં એની તમા જ હતી? એ તો સૈન્યની સાથે ત્યાંથી આકાશમાર્ગે આગળ વધ્યો. માનસરોવરના તીરે તેણે પડાવ નાંખ્યો. વિદ્યાશક્તિના બળથી તુરત જ ત્યાં એણે ભવ્ય પ્રાસાદ ખડો કરી દીધો.

સંધ્યાનો સમય હતો. પવનંજય મહેલના ઝરૂખામાં પલંગ પર પડ્યો પડ્યો સરોવરની મનોહર શોભા નિરખવામાં તલ્લીન હતો. ત્યાં તેણે પાણીના પટ પર આર્તનાદ કરતી ચક્વાકીને જોઇ.

નાજુક મૃણાલનો ચારો હોવા છતાં ચારો ચરતી નથી. સરોવરના જલતરંગોમાંથી ઊઠતું સંગીત તેના ચિત્તને રંજી શકતું નથી....ક્ષિતિજ પરના સુંદર રંગો તેના મનને આનંદિત બનાવી શકતાં નથી. એ તો ચક્વાકના પડેલા વિરહથી વ્યાકુળ બની કરુણ ક્રંદન કરી રહી છે.

આ દૃશ્ય જોઇને પવનંજયનું પથ્થર દિલ પીગળી જવા લાગ્યું. તે વિચારે છે: 'આખો દિવસ ચક્વાકી ચક્વાકના સહવાસમાં રમણ કરે છે છતાં રાત પડતાં જયાં ચક્વાક ચાલ્યો જાય છે ત્યાં ચક્વાકી તરફડી રહે છે તો અંજનાનું શું થયું હશે?'

બાવીશ વર્ષે આજે પવનંજયના અંતઃકરણમાં અંજના

માટે સહાનુભૂતિ પ્રગટે છે! બાવીશ વર્ષે આજે અંજનાના કોઇ અંતદુષ્ટ કર્મનો અંત આવે છે!

'અરેરે, આ જ માનસરોવરના તટે તેની સાથે લગ્ન કર્યાં....લગ્ન કર્યાં એટલું જ, હાથમાં હાથ મીલાવ્યા એટલું જ! મેં એનો ત્યાગ કર્યો....સ્પર્શનો જ ત્યાગ નહિ, એનું મોં જોવાનો પણ મેં ત્યાગ કર્યો....એની સાથે એક શબ્દની પણ વાત નથી કરી....અને એ પણ બાવીશ વર્ષ સુધી લગાતાર....એના હૈયાની શું સ્થિતિ થઇ હશે? એ કેવો કરુણ કલ્પાંત કરતી હશે? વળી અધૂરામાં પૂરું; યુદ્ધ-યાત્રાએ નીકળતાં એ બિચારી મારાં ચરણોમાં પડી. મારું મંગલ ઇચ્છવા આવી....મેં નિષ્ઠુર હૈયે એને તિરસ્કારી કાઢી....

એની દેહલતા ચીમળાઈ ગઇ છે....એના મુખ પર ગાઢ નિરાશા....વેદનાપૂર્ણ વિવશતા અને ભાંગ્યા હૈયાની કાજળશ્યામ છાયા કેવી પથરાઈ ગઈ છે....વળી મને પ્રહસિતે કહ્યું હતું કે મારા વિયોગમાં રાતદિ' ઝુરી ઝુરીને તે કોમલાંગી કરમાઇ ગયેલા પુષ્પ જેવી થઈ ગઇ છે.... એણે નથી કંઇ સારું ખાધું....નથી સારું પીધું...નથી કંઇ સારું પહેર્યું....'

પવનંજયનું હૃદય ધબકી ઊઠ્યું....દ્રવી ઊઠ્યું....એની આંખ સામે અંજનાનો નિર્દોષ ચહેરો તરવરી રહ્યો...એની સામે પોતાનો નિષ્ઠુરતાભર્યો....અન્યાયભર્યો ચહેરો દેખાવા માંડયો.

તે પલંગમાંથી નીચે ઊતર્યો. તેનું અંગઅંગ ધ્રુજી ઊઠ્યું. તે ઝડપથી મહેલમાં ગયો અને પલંગમાં આડા પડેલા પ્રહસિતની પાસે બેસી ગયો. પ્રહસિત બેઠો થઈ ગયો. તેણે પવનંજયના મુખ પર ગભરાટની રેખાઓ જોઈ પૂછ્યું.

'કેમ શું થયું ?

'પાછા જવું છે.'

'કેમ ?'

'પાપનું પ્રાયશ્ચિત્ત કરવા....' પવનંજયનું અંગ પરસેવાથી રેબઝેબ થઈ ગયું.

'કયું પાપ ?' આશ્ચર્યથી પૂછ્યું.

'અંજના પ્રત્યે કરેલો ઘોર અન્યાય.'

પ્રહસિતની આંખમાં હર્ષનાં આંસુ ઊભરાયાં. એ પવંજયના અંગેઅંગે ભેટી પડયો. પવનંજયની આંખો આંસુભીની બની ગઈ. એ પ્રહસિતનો હાથ પકડી પ્રહસિતને ઝરૂખામાં લઈ ગયો.

'જો પેલી ચક્રવાકી....કેવો દારુણ કલ્પાંત કરે છે !' પવનંજયે આંગળી ચીંધીને પતિવિરહથી ઝુરતી ચક્રવાકી પ્રહસિતને બતાવી.

'મિત્ર, આ ચક્રવાકીએ આજે મારા નિષ્ઠુર–કઠોર હૈયાને પિગળાવી દીધું છે. પતિનો માત્ર રાત્રીનો વિરહ પણ આ ચક્રવાકીને દારુણ કલ્પાંત કરાવે છે, ત્યારે મેં લગ્નદિનથી માંડીને આજ સુધી....બાવીસ બાવીસ વર્ષો

સુધી એનો ત્યાગ કર્યો છે...એનું શું થયું હશે ?”

એકીટસે ચક્રવાકીને જોતો પવનંજય આંસુભરી આંખે અને વેદનાપૂર્ણ અવાજે બોલ્યે જાય છે.

‘જરૂર, એ તપસ્વિની મારી નિષ્ઠુરતાના પર્વત નીચે કચરાઇ રહી છે.... વળી એનો જે તિરસ્કાર કરીને હું નીકળ્યો છું તેણે તો તેનું મોત....’

તેની આંખો ભયથી પહોળી થઇ ગઇ. તેનું શરીર ધ્રુજી ઊઠ્યું. તેણે પ્રહસિતના હાથને જોરથી દબાવી દઈ તેની છાતી પર પોતાના મુખને દબાવી દીધું.

‘મિત્ર શોક ન કર. બાજી હજુ હાથમાં છે....’

‘હું પાપી છું. દુર્મુખ છું....અધમ છું....’

‘મનુષ્યના હાથે ભૂલ થવી એ સહજ છે. પરન્તુ આજે તને તારી ભૂલ સમજાઈ છે....તેથી મારા મનને અપૂર્વ આનંદ થયો છે.’

‘અત્યારે જ આપણે નગરમાં જઇએ....’પવનંજયે કહ્યું.

‘હા, નહિતર એ તપસ્વિની જરૂર આજે....વિયોગ-દુઃખમાં ઝુરીઝુરીને પ્રાણનો ત્યાગ કરશે.’ પ્રહસિતના અંતઃકરણમાં ભય જાગી ગયો.

બન્ને મિત્રોએ જરાય વિલંબ ન કરતાં આકાશ-માર્ગે પ્રયાણ કર્યું.

૪

## દૈવની વિટંબણા

મિત્ર પ્રહસિતને સાથે લઇ પવનંજય આકાશમાર્ગે આદિત્યપુરના ઉદ્યાનમાં પહોંચ્યો. વિમાનને ત્યાં જ મૂકી બંને મિત્રો અંજનાના મહેલે આવ્યા.

'આપણે કોઇ ન જાણે એ રીતે અંજનાના ઓરડા પાસે પહોંચી જવાનું છે.' પ્રસહિતે ખૂબ જ ધીમા અવાજે પવનંજયના કાનમાં કહ્યું.

'પણ હવે આપણે છૂપાઇ છૂપાઇને જવાની શી જરૂર છે ?' પવનંજયને પ્રહસિતની વાત ન ગમી.

'મારે તને પ્રતીતિ કરાવવી છે કે અંજનાના હૃદય-સિંહાસને તારા સિવાય કોઇ જ નથી....તારી ગેરહાજરીમાં એ સિંહાસન બાવીશ બાવીસ વર્ષ સુધી સૂનું જ રહ્યું છે.' પવનંજયના ઉત્તરની અપેક્ષા રાખ્યા વિના પ્રહસિતે પવનં-જયનો હાથ પકડી આગળ વધવા માંડ્યું.

સાતમે મજલે, રાજમાર્ગ પર પડતા આગળના ભાગમાં ધીમા ધીમા દીપકો જલી રહ્યા હતા. એ ઉપરથી બંનેએ

અનુમાન કર્યું છે: અંજના ત્યાં જ હોવી જોઈએ.

બંને વિદ્યાધર કુમારો હતા! એ તો વિદ્યાશક્તિથી સીધા જ સાતમા માળે પહોંચી ગયા. ઓરડાના દરવાજા લગભગ બંધ જેવા હતા છતાંય અંદરથી બંધ કરેલા ન હતા. બલ્કે બારણાની તીરાડમાંથી જોઇ શકાય એમ હતું કે અંદર કોણ કોણ બેઠું છે. એટલું જ નહિ પરંતુ અંદર ચાલી રહેલો વાર્તાલાપ પણ બહુ સ્પષ્ટ શબ્દોમાં સંભળાતો હતો.

'તું આમ ક્યાં સુધી રડ્યા કરીશ, અંજના?' પાણી વિના જેમ માછલી તરફડે તેમ પલંગમાં તરફડી રહેલી અને કરુણ કલ્પાંત કરી રહેલી અંજનાનું માથું પોતાના ઉત્સંગમાં લઈને સખી વસંતતિલકા આંસુભીની આંખે અંજનાને આશ્વાસન આપી રહી હતી.

'મારું દુર્ભાગ્ય હદ વટાવી રહ્યું છે....મારાથી હવે સહન થઈ શકતું નથી....મારું હૃદય હવે મારા કાબૂ બહાર....' અંજના ધ્રુસકે ધ્રુસકે રડી પડી.

'તું રડ નહિ. ધૈર્યને ધારણ કર. શું દુઃખ પછી સુખ આવતું જ નથી? સુખ પછી જો દુઃખ આવ્યું છે તે તે દુઃખ પછી સુખ આવશે જ....' અંજનાના માથા પર હાથ પંપાળતી વસંતાએ પુનઃ આશ્વાસન આપતાં કહ્યું.

અંજનાનું રુદન અટકી ગયું. શૂન્યમનસ્ક બનીને.... ભીંત સામે રુક્ષ દૃષ્ટિ માંડીને તે પડી રહી,

પ્રહસિતનું હૈયું દ્રવી ઊઠ્યું. તેણે દ્વાર ઉઘાડીને ઓર-

ઠામાં પ્રવેશ કર્યો. તુરત જ ભીંત પર એનો પડછાયો પડયો ....પુરુષની આકૃતિ જોઈ અંજના ચોંકી ઉઠી....'અચાનક કોઈ ચોરની જેમ કોણ આવી ચડયું ?' ભયની એક છૂપી કંપારી તેના શરીરમાંથી પસાર થઈ ગઈ, પરંતુ તુરત જ બીજી ક્ષણે તેણે ધૈર્ય ધારણ કરી લીધું. અને એ વીરાંગનાએ ત્રાડ પાડી.

'કોણ છે તું ? નીકળી જા બહાર; પરસ્ત્રીના આવાસમાં એક ક્ષણ વાર પણ ન ઊભો રહીશ....અરે વસન્તા; આ ધૃષ્ટના બાવડાં પકડીને એને ફેંકી દે....એનું મોં પણ જોવા હું રાજી નથી....તું શું જોઇ રહી છે ? મારા મકાનમાં પવનંજય સિવાય કોઇને ય પ્રવેશવાનો અધિકાર નથી....'

પ્રહસિતે એ મહાસતિને વંદના કરી કહ્યું :

'સ્વામિની ! આપનું કુશળ હો....હું પવનંજયનો મિત્ર પ્રહસિત છું....અને પવનંજયની સાથે અહીં આવ્યો છું. આપને પવનંજયના શુભ આગમનના સમાચાર આપું છું.'

ભીંત સામે જ દૃષ્ટિ રાખી અનિમેષ નયને અને દુઃખિત સ્વરે અંજના બોલી :

'પ્રહસિત....આ સમય શું મારી હાંસી કરવાનો છે ? કર્માએ તો મારી ક્રૂર હાંસી કરી છે....તું પણ શું મારી હાંસી કરવા આવ્યો છે ? પરંતુ એમાં તારો ય દોષ નથી. મારાં પૂર્વકર્મ જ એવાં નિર્દય અને ક્રૂર છે. નહિતર ભલા કુલીન ગુણવંત, એવા એ મારો ત્યાગ કરે ખરા ?....'

કોરી આંખોમાં ઊનાં ઊનાં આંસુ ઊભરાયાં....

'લગ્નના દિવસથી જ તેમણે મારો ત્યાગ કર્યો. આજે બાવીસ બાવીસ બરસનાં વહાણાં વાયાં....છતાં હું પાપિણી હજુ જીવી રહી છું.

પ્રહસિતે પોતાની આંખને વસ્ત્રના છેડાથી લૂછી. દ્વાર આગળ ઊભેલા પવનંજયની આંખમાંથી ચોધાર આંસુ વરસવા લાગ્યાં. વસંતાએ ખોળામાં માથું દાબીને રડી લીધું.

પવનંજયે ઝડપથી આવાસમાં પ્રવેશ કર્યો, પ્રહસિતની આગળ ઊભા રહી ગદ્‌ગદ સ્વરે તે બોલ્યો :

'દેવી....તું નિર્દોષ છે....નિષ્કલંક છે. મેં અભિમાનીએ અજ્ઞાનીએ તારા પર આરોપ મૂકી તારો ત્યાગ કર્યો....મારા પાપે તું આવી મોતના મુખમાં ફેંકાઈ જવા જેવી ઘોર કદર્થના પામી છે.'

સાચેસાચ પવનંજયને આવેલો જાણી લજ્જાથી તરત જ તે પલંગની ઈસ પકડીને ઊભી થઇ ગઈ અને નત મસ્તકે તેણે પવનંજયને પ્રણામ કર્યા.

પવનજયે અંજનાને પલંગ પર બેસાડી પોતે બાજુમાં બેઠો.

'દેવી, મારો અપરાધ ક્ષમા કર. મારી બુદ્ધિ ઘણી ક્ષુદ્ર છે. તું નિરપરાધી હોવા છતાં મેં તને દુઃખી દુઃખી કરી દીધી છે.' પવનજયે અંજનાનાં નિર્દોષ નયનોમાં પોતાની આંખો મીલાવી પોતાના અપરાધની ક્ષમાયાચના કરી.

અંજનાએ પવનંજયના મુખ આગળ પોતાનો હાથ ધરી દીધો અને કહ્યું : 'સ્વામીનાથ! આવું ન બોલો. આવું બોલીને મને દુઃખી ન કરો. હું તો આપની સદૈવ દાસી છું. એક ચરણની રજ સમાન દાસીની આગળ ક્ષમાયાચના ન હોય નાથ....'

આવાસમાં મૌન પથરાયું.

પ્રહસિત અને વસંતતિલકા આવાસની બહાર નીકળી ગયાં.

દુઃખની કાજળશ્યામ રાતડી વીતી ગઈ, સુખનું ખુશનુમા પ્રભાત પ્રગટી ગયું. બાવીસ બાવીસ વર્ષ સુધી સિતમ પર સિતમ સહન કરીને ભગ્ન ખંડિયેર બની ગયેલી તેની કાયાને પુનઃ નવસર્જનની પળ લાધી ગઈ.

પણ આ વીજળીનો ઝબૂકો હતો....એ વીજળીના ઝબૂકાસાં અંજનાએ દાંપત્યસુખને ભોગવી લીધું....

રાત્રીના છેલ્લા પ્રહરે પવનંજયે અંજનાની અનુજ્ઞા માગી.

'યુદ્ધ સાટે જવું પડશે, દેવી....નહિતર પિતાજી...'

'પરંતુ....'

'તું ચિંતા ન કર. સખીઓની સાથે તું સુખપૂર્વક રહેજે. હું લંકાપતિનું કાર્ય પતાવીને વિના વિલંબે આવી જઈશ.'

'સ્વાસીનાથ! આપ પરાક્રમી છો, વીર છો. એ કાર્ય આપને સિદ્ધ જ છે. આપ જો મને જીવતી જોવા ઇચ્છતા

હો તો શીઘ્ર પાછા આવશો.'

'એવી તારે શંકા ન કરવી....'

હું પ્રયોજનપૂર્વક જ કહું છું કારણ કે આજે જ હું ઋતુસ્નાતા છું. મને ગર્ભ રહ્યાનો ભાસ થાય છે. હવે જો સમયસર આપ ન આવો તો આ જગતમાં મારી દશા શું થાય ?'

'તારી વાત સાચી છે પ્રિયે, પરંતુ હું શીઘ્રતાથી આવીશ અને મારા આવ્યા પછી તો એવા તુચ્છ અને ક્ષુદ્ર માણસોની તાકાત છે કે જે તારી સામે આંગળી પણ ચીંધી શકે ?'

પવનંજયે આશ્વાસન આપવા છતાં જોયું કે અંજનાના ચિત્તને સમાધાન નથી થયું. તેથી તેણે પોતાની અંગુલી પરથી પોતાના નામથી અંકિત વીંટી કાઢીને અંજનાને આપી; અને કહ્યું : 'નથી ને કદાચ કોઈ એવી પરિસ્થિતિ સર્જાય તો આ મારા આગમનનું સૂચન કરતી મુદ્રિકા તું પ્રગટ કરજે; કે જેથી તારા પર કોઈ પણ જાતનું કલંક નહિ આવે.'

અંજનાના ચિત્તનું કાંઈક સમાધાન થયું. એના હૃદયમાં તો ભાવિ ભયના ભણકારા વાગી રહ્યા હતા, પણ શું કરે ? પવનંજયને ગયા વિના ચાલે એમ જ ન હતું. વીંટી આપીને પવનંજય ઉદ્યાનમાં આવ્યો. વિમાનમાં આવી પહોંચ્યાં.

પતિના મધુર મિલનની રાત અંજના માટે જાણે એક

સ્વપ્ન બની ગયું. અંજનાએ ગર્ભ ધારણ કર્યો. જેમ જેમ દિવસો વીતતા જાય છે તેમ તેમ અંજનાનું સૌન્દર્ય ખીલતું જાય છે. જોતજોતામાં તો ગર્ભવંતી સ્ત્રીનાં ચિહ્નો તેના શરીર પર દેખાવા લાગ્યાં.

નગરમાં કે મહેલમાં કોણ જાણે છે કે પવનંજયનું અને અંજનાનું મિલન થયું છે? વર્ષોથી અંજના પવનંજય દ્વારા ત્યજાયેલી છે, એ વાત જ લોકો જાણે છે અને રાજમહેલ જાણે છે.

વાતને વહેતાં શી વાર! દાસીઓ દ્વારા પવનંજયની માતા કેતુમતીના કાને વાત પહોચી કે અંજના ગર્ભવંતી છે. તે ચોંકી ઊઠ્યાં. તેના ચિત્તમાંથી અનેક ભયંકર વિચારણાઓ પસાર થઈ ગઈ, વાત સાંભળતાની સાથે જ તે દોડીને અંજનાના મહેલે આવી. સખી વસંતતિલકાની સાથે અંજના નિર્દોષ આનંદવિનોદ કરતી હતી ત્યાં તો કેતુમતીનો કઠોર સ્વર એના કાને અથડાયો, કેતુમતી મહેલની પરિચારિકાને પૂછી રહી હતી.

'ક્યાં છે એ સતી અંજના?' સાસુનો અવાજ સાંભળતાં જ અંજના ધીમેથી બહાર આવી અને કેતુમતીને પ્રણામ કર્યો. કેતુમતી તો ફાટેલા ડોળે અંજનાના શરીરને જોઈ જ રહી. તેનો રોષ ભભૂકી ઊઠ્યો.

'અરે, તેં આ કેવું કાળું કામ કર્યું? તેં તારા બાપના અને મારા, બંને કુળને કલંક લગાડ્યું....' રાડ પાડીને કેતુમતી બોલી.

'પણ માતાજી સાંભળો તો....'

'શું સાંભળું તારું કપાળ ? તારાં કાળાં કૃત્ય મારે નથી સાંભળવાં. બાવીસ બાવીસ વર્ષથી મારા પુત્રે તારી સામે પણ નથી જોયું અને તને આ ગર્ભ રહ્યો કોનાથી ?'

'માતાજી....' અંજનાનું હૈયું ભરાઇ આવ્યું....

'કુલટા, આજે જાણ્યું કે તું જ આવી છે. અત્યારલગી હું તને પવિત્ર ધારતી હતી અને મારા પુત્રનો દોષ જોતી હતી....'

'હું નિર્દોષ છું. મારો જરાય દોષ નથી....તમારા પુત્ર જે દિવસે લંકા તરફ પ્રયાણ કરી ગયા એ જ દિવસે રાત્રે પાછા આવ્યા હતા....' અંજનાએ એકીશ્વાસે કહી નાંખ્યું.

'હા, માતાજી હું પણ ત્યારે હાજર જ હતી.' વસંતતિલકા પોતાની સ્વામિનીના વહારે ધાઇ.

'બેસ બેસ, બહુ શાણી થા મા. ચોરનો ભાઇ ઘંટી-ચોર. તેં જોડે રહીને શા શા ધંધા કર્યા છે, તે હવે અજાણ્યું નથી, સમજી ?' કેતુમતીએ વસંતતિલકાને પણ ઊધડી લઇ નાંખી.

'પણ હું તેમના આગમનની સાબિતી આપું તો ?'

'ઓ હો, જો ને મોટી સાબિતી આપવા નીકળી પડી છે. બતાવ, શું છે સાબિતી ?'

અંજનાએ પતિની આપેલી પતિના નામથી અંકિત વીંટી કેતુમતીને આપી.

'કુલટા સ્ત્રીઓ બીજાને છેતરવામાં પણ પાવરધી હોય

છે. મારો પુત્ર તને નજરે જોવા નહોતો ઇચ્છતો, તેનો વળી તારી સાથે સંગમ શાનો ? તારી શાહુકારી મારે નથી સાંભળવી.'

કેતુમતીનો મોટો અવાજ સાંભળી મહેલની દાસીઓ ભેગી થઈ ગઈ.

'અત્યારે ને અત્યારે મારા ઘરમાંથી નીકળી જા, જા તારા બાપના ઘેર. તારા સ્વચ્છંદાચાર અહીં નહિ નભે, સ્વચ્છંદાચારીઓ માટે મારું ઘર નથી....'

જાણે આભ તૂટી પડયું. ક્રૂર પ્રહારો અને ધિક્કારોને અંજનાનું કમલ-કોમળ હૃદય કયાં સહી શકે ? અંજના ભૂમિ પર ફસડાઇ પડી. પાછળ જ ઊભેલી વસંતતિલકાએ અંજનાને ઝીલી લીધી. શીતળ પાણીનો છંટકાવ કરી, પંખાથી વાયુ નાંખી અંજનાને ભાનમાં લાવી. પરંતુ અંજનાને આજે દુનિયા ફરતી લાગે છે. તેની આંખોમાંથી આંસુની ધારાઓ વહે છે....કરુણ કલ્પાંત કરતી અંજના પતિને સાદ દે છે :

'હે નાથ, તમે ક્યારે આવશો ? તમને મેં જતાં જ કહ્યું હતું. મારૂં હૈયું તમને ન જવા દેવા માટે જ કહેતું હતું....પરંતુ તમે શીઘ્ર પાછા આવવાની શરતે ગયા.... હજી આવ્યા નહિ....મારી આ દુર્દશા તમારા સિવાય કોણ નિવારશે....'

કેતુમતી તો કલ્પાંત કરતી અંજનાને પડતી મૂકીને સીધી પહોંચી પ્રહ્લાદ પાસે.

કેતુમતીનો ક્રોધથી રાતોચોળ ચહેરો જોઇ રાજા પ્રહ્લાદે વિસ્મયથી પૂછ્યું : 'કેમ શું થયું ? આટલો બધો....'

'કુળને આગ ચંપાઈ ગઈ છે....' બાજુમાં પડેલા ભદ્રાસન પર બેસતાં કેતુમતીએ કહ્યું.

'ન સમજાયું.'

'અંજનાએ આજે પોતાનું પોત પ્રકાશ્યું. આજ દિન સુધી આપણે અંજનાને નિર્દોષ....નિરપરાધી માનતા હતાં. પરન્તુ જાત કજાત નીકળી....તેને ગર્ભ રહ્યો છે....'

'હેં? ખોટું....તદ્દન ખોટું....' પ્રહ્લાદ સિંહાસન પરથી ઊભા થઈ ગયા. કેતુમતીની વાતનો માથે વીજળી પડયા જેટલો આંચકો લાગ્યો. તેના માન્યામાં આ વાત ન આવી. રાજા મહેન્દ્રની પુત્રી અને પોતાની પુત્રવધૂ કદી પણ અધમ કૃત્ય ન કરે, એમ એનું મન બોલી ઊઠયું.

'હું નજરે જોઈને આવું છું....તે ગર્ભવતી થઈ ગઈ છે, અને કહે છે કે તમારા પુત્રથી જ હું ગર્ભવંતી થઈ છું! પણ મારા લાડીલાએ તો કુલટાનું મોં પણ જોયું નથી....મોં જોવાય એ રાજી ન હતો....અને એનાથી એને ગર્ભ રહે? વળી ધુતારણ કેવી છે! પવનંજયના નામની મને વીંટી દેખાડી...'

રાજા પ્રહ્લાદ ઊંડા વિચારમાં ગરકાવ થઈ ગયો. બાવીસ બાવીસ વર્ષ સુધી....કોઈ દિ' અંજના માટે એણે અજુગતું સાંભળ્યું નથી કે જોયું નથી....એ અંજના માટે આજે જ્યારે ખુદ કેતુમતીને ફરિયાદ કરતી આવેલી જોઈ પ્રહ્લાદના ચિત્તમાં ખળભળાટ મચી ગયો.

'તમે શું વિચાર કરો છો? એવી કુલટા આપણા

ઘેર ન જોઇએ. એને એના બાપના ઘેર તગેડી મૂકો. મેં તો એને ચાલી જવા કહી દીધું છે....' કેતુમતીનો આવેશ વધતો જાય છે.

'એમ પૂરી ચોક્કસાઇ કર્યા વિના આપણાથી એને કાઢી ન મુકાય. રાજા મહેન્દ્ર સાથેના મારા સંબંધનો વિચાર કરવો જોઇએ. કોઈ પણ જીવને અન્યાય ન થઇ જાય તેની આપણે જવાબદારી સમજવી જોઇએ.'

પ્રહ્લાદે એક સુજ્ઞ અને ઠરેલ રાજવી તરીકે વાણી ઉચ્ચારી.

'તું નિશ્ચિંત રહે, હું ઘટતું તમામ કરું છું.' કેતુમતીને સમજાવી વિદાય કરી અને પ્રહ્લાદે પ્રતિહારીને હાક મારી. સ્વામીનો અવાજ આવતાં પ્રતિહારીએ આવીને નમન કર્યું.

'મહામંત્રી શીલરત્નને બોલાવી લાવો.' રાજાએ મહામંત્રીને બોલાવી લાવવા આજ્ઞા કરી. પ્રતિહારી પુનઃ નમન કરી બહાર નીકળી ગયો.

સમાચાર મળતાં જ મહામંત્રી રાજમહાલયમાં આવી પહોંચ્યા. રાજા પ્રહ્લાદે મહામંત્રીને આસન આપ્યું :

'મહારાજા ! કેમ કંઇ અચાનક સેવકને યાદ કરવો પડયો ?'

'મહામંત્રી, એક ગંભીર ઘટના બની ગઇ છે....'

મહામંત્રી મૌન રહ્યા.

'અંજના ગર્ભવંતી બની છે. કેતુમતી નજરે જોઇને આવી.' રાજાએ વાતની ગંભીરતા બતાવી.

'પછી આપે શું વિચાર્યું ?' જરાય ચમકયા વિના મંત્રીએ પૂછયું.

'મને તો કંઈ સૂઝ પડતી નથી....અંજનાની પવિત્રતા વિષે હજુ મારા મનમાં શંકા ઉઠતી નથી, જયારે બીજી બાજુ અંજના ગર્ભવંતી બની છે, એ વાત એટલી જ સાચી છે. આપણે સૌ કોઈ જાણીએ છીએ કે બાવીસ વર્ષથી પવનંજય અંજનાની સામે પણ જોતો નથી, તો પછી આ ગર્ભ કોનાથી રહ્યો ?' રાજાએ પોતાની મૂંઝવણ બતાવી.

'અંજના આ અંગે શો ખુલાસો કરે છે તે આપે જાણ્યું ?' મંત્રીએ સર્વાંગીણ માહિતી મેળવવા બીજો પ્રશ્ન પૂછયો.

'કેતુમતીની આગળ તો તેણે કહ્યું કે જે દિવસે પવનંજયે લંકા તરફ પ્રયાણ કર્યું, એ જ રાતે તે અંજના પાસે પાછો આવેલો અને એક રાત તેની સાથે પસાર કરી, એના નામની મુદ્રિકા આપી, તે પાછો ગયો....અને પોતાને ગર્ભ રહ્યો....'

મહામંત્રી વિચારમાં પડી ગયા. બાવીસ બાવીસ વર્ષના ગાળામાં મહામંત્રીએ અંજનાના સતીત્વ વિષે ઘણું સાંભળ્યું છે. પવનંજયે એનો ત્યાગ કર્યો હોવા છતાં કદી પણ અંજનાના મોઢે પવનંજય માટે કોઇ અયોગ્ય વાત સાંભળી નથી. પવનંજયની ગેરહાજરીમાં અંજના પોતાના શીલનાં કેવાં ઉચ્ચ જતન કરે છે, તે વાત પણ આખું નગર જાણે

છે એવું એક સ્ત્રી-રત્ન આજે કલંકિત બની રહ્યું છે, એ વિચારે મહામંત્રી ક્ષણભર સ્તબ્ધ બની ગયા.

વળી તેમણે વિચાર્યું : 'શું મનુષ્યના જીવનમાં ભૂલ થઇ જવી સંભવિત નથી? સાગર તરીને કિનારે આવતાં મનુષ્ય ડૂબી નથી જતાં? એમ ભલે બાવીસ વર્ષ સુધી અંજનાએ પોતાના શીલને સાચવ્યું, પરંતુ શું આજે તે ભૂલ ન કરી બેસે? અને પોતાની ભૂલને છુપાવવા માટે જૂઠ પણ ન બોલે?'

'મહારાજા, આ માટે અત્યારે ને અત્યારે કોઇ નિર્ણય કરવા જતાં આપણે કોઇને અન્યાય કરી નાંખશું માટે મને આજનો દિવસ અને રાત તક આપો. હું આના અંગે જરૂરી તપાસ કરીને આવતી કાલે પ્રભાતે મળીશ.' મહામંત્રીએ પ્રહ્લાદને કહ્યું.

'પણ કેતુમતીએ તો અંજનાને નગરમાંથી તાબડતોબ ચાલ્યા જવા માટે કહી દીધું છે....'

'ક્ષમા કરજો મહારાજા, પરંતુ મહાદેવીએ આવી ઉતાવળ ન કરવી જોઇએ.'

'પણ હવે શું કરવું?'

'આપ મહાદેવીને આજનો દિવસ રાહ જોવા માટે સમજાવો. કાલે સવારે તો આપણે યોગ્ય નિર્ણય લેવાનો જ છે.'

'પણ ન સમજે તો?' રાજા કેતુમતીના જિદ્દી સ્વભાવને ઓળખતો હતો.

'તો પ્રજામાં અસંતોષ ફાટી નીકળશે. કારણ કે પ્રજામાં અંજના માટે માન છે. લોકો અંજનાને સતી માને છે. અને એકાએક જો એને કાઢી મૂકવામાં આવશે તો પરિસ્થિતિ બગડી જશે.'

'સાચી વાત છે. કારણ કે પ્રજાને કયાં ખબર છે કે પવનંજયની ગેરહાજરીમાં અંજના ગર્ભવતી થઈ છે?' રાજાને મહામંત્રીની વાત ઠીક લાગી.

કોઈ પણ રીતે કેતુમતીને સમજાવી કાલ સુધી રાહ જોવા મનાવવાનુ નક્કી કરી મહામંત્રી મહારાજાની અનુજ્ઞા લઇ પોતાના નિવાસસ્થાને આવ્યા.

પોતાના ગુપ્ત મંત્રણાલયમાં જઈને તુરત જ પોતાના વિશ્વાસપાત્ર ગુપ્તચર જયનાદને બોલાવ્યો. જયનાદ મહામંત્રીનો વફાદાર, ચતુર અને બાહોશ ગુપ્તચર હતો. અનેક વિકટ પ્રસંગોમાં એણે પોતાની ચતુરાઈ અને બાહોશી દર્શાવી મહામંત્રીનું ચિત્ત આવર્જી લીધું હતું.

જયનાદ આવીને પ્રણામ કરીને મહામંત્રીની નિકટ બેસી ગયો. મહામંત્રીએ તેને આખા પ્રસંગની માહિતી આપી અને એ અંગેની અગત્યની માહિતી મેળવી લાવવા આજ્ઞા ફરમાવી. જયનાદે આજ્ઞાને મસ્તકે ચઢાવી અને ત્યાંથી ચાલ્યો ગયો.

બપોરના ચાર વાગ્યા, છતાં જયનાદ પાછો ન આવ્યો ....પાંચ....છ સાત વાગ્યા છતાં જયનાદ ન દેખાયો. મહામંત્રી ચિંતાતુર થઈ ગયા. કારણ કે જયનાદની માહિતી પર તો

એમને વિચારવાનું હતુ અને નિર્ણય લઈને કાલે સવારે મહારાજાને મળવાનું હતું.

રાત્રીનો પ્રારંભ થયો. લગભગ દસ વાગ્યા અને મહામંત્રીના ગુપ્ત સંત્રાલયના દ્વારે ટકોરા પડયા. મહામંત્રી ઝડપથી દ્વાર પાસે ગયા અને દ્વાર ખોલ્યું. જયનાદે અંદર પ્રવેશ કર્યો. દ્વાર બંધ કરીને બન્ને યોગ્ય સ્થાને બેઠા.

'કેમ, બધી માહિતી એકત્ર થઈ?'

'હા જી, સંપૂર્ણ માહિતી મેળવીને જ આવ્યો છું. અહીંથી હું સીધો જ અંજના દેવીના મહેલે ગયો. મહેલનો દાસીગણ ઘણો જ ચિતાંતુર હતો. કોઈની આંખમાં તો આંસુ પણ દેખતાં હતાં. એમના પરસ્પરના વાર્તાલાપ પરથી લાગ્યું કે તેઓ અંજના પ્રત્યે પૂર્ણ સહાનુભૂતિભર્યાં છે....મહાદેવીએ અંજનાદેવીને કાઢી મૂકવા માટે જે આજ્ઞા કરી તેનાથી તેમનામાં ભારે કચવાટ છે.'

'તેમના વાર્તાલાપની કોઈ મુખ્ય વાતો....?'

'એક દાસી બોલી : 'હું તો બાવીસ વરસથી આ મંહેલમાં છું. કોઈ પણ પુરુષને મેં આ મહેલના પગથિયે ચઢતો જોયો નથી.' ત્યાં બીજી દાસી બોલી–'અને જો એવું બુરું કામ કરવું હોય તો આટલા વર્ષ પછી શા માટે? અને આવી વાસનાઓ મનમાં હોય તો તેના ચેનચાળા દેખાયા વગર રહે?' ત્રીજી દાસી બોલી : 'અને પુરુષનું મન ક્યારે ફરી જાય તે કહેવાય છે? યુદ્ધયાત્રાએ ગયા....વચ્ચે નિમિત્ત મળ્યું હોય....મન ફરી જાય

અને રાતોરાત આવીને પાછા ચાલ્યા ગયા હોય....'

ચોથી દાસી બોલી: 'એ વખતે વસંતતિલકા સ્વામિનીની જોડે જ હતી. એણે પવનંજય અને પ્રહસિત બંનેને જોયા છે...એમ એ છાતી ઠોકીને કહે છે....'

જયનાદે દાસીઓ વચ્ચે થયેલા વાર્તાલાપની થોડીક રૂપરેખા આપી. પછી હું પાછળના ભાગમાં ગયો. ત્યાં મહેલના પીઢ ચોકીદારો ભેગા થયેલા હતા. એમાં એક કે જે પહેલાં ખુદ મહારાજાના મહેલનો ચોકીદાર હતો અને જયારથી અંજનાદેવી આવ્યાં ત્યારથી અંજનાદેવીના મહેલની ચોકી કરે છે, તેણે પોતાનો અભિપ્રાય પોતાના સાથીદારોને કહ્યો: 'ભાઈઓ, અંજનાદેવી પર ખરેખર આ ખોટું આળ ચઢાવવામાં આવ્યું છે. આટલાં વરસ થયાં મેં કોઈ દિ' એ સતીને કોઈ પુરુષની સાથે હસતી ....બોલતી કે બેસતી જોઈ નથી. શણગાર સજતી જોઈ નથી....ગાતી સાંભળી નથી....એને માથે મહારાણીએ જે આરોપ મૂકયો છે...આપણને તો ખૂબ દુઃખ થાય છે, પરંતુ સત્તા આગળ શાણપણ....' એમ કહી એ વયોવૃદ્ધ અને પીઢ ચોકિયાતે વસ્ત્રથી પોતાની આંખો લૂછી....'

'પછી હું સીધો જ સાતમે માળે પહોંચી ગયો.'

'તને કોઈએ રોકયો નહિ?' મહામંત્રીએ વચ્ચેથી પૂછયું.

'ના, કારણ કે મહેલની પ્રત્યેક વ્યક્તિ ભારે શોકમાં

ગરકાવ થઇ ગયેલી હોવાથી અને બીજી બાજુ અંજના દેવી કાલે જવાનાં છે, એ વિચારથી કોઈનું મારા તરફ લક્ષ ખેંચાયું નહિ. હું ઉપર ગયો. ત્યાં તો ભારે કરુણ.... હૃદયદ્રાવક ચિત્ર જોવા મળ્યું.'

'દેવી અંજનાની આંખોમાંથી આંસુ સુકાતાં નથી.... રડીરડીને તેમની આંખો સૂજી ગઈ છે. તેમની સખી વસંત-તિલકા જ એકલી એમની પાસે બેસીને ભારે હૈયે આશ્વાસન આપે છે. તેના શબ્દો ઘણા જ મહત્વના લાગ્યા: કારણ કે જે વ્યકિત શંકાસ્પદ લાગતી હોય, તેની ખાસ નિક-ટની વ્યકિત તે જ વ્યકિત પાસે ખાનગીમાં જે કહેતી હોય, બોલતી હોય, તેના ઉપર ઘણો મદાર બાંધી શકાય.'

જયનાદે ગુપ્ત તપાસની રીત બતાવી.

વસંતતિલકાના સ્વરમાં દર્દ હતું અને સાથે રોષ પણ હતો. એણે અંજનાને કહ્યું: 'ખરેખર આ જગત ધિક્કારને પાત્ર છે. કેતુમતી એટલું પણ સમજી શકતી નથી કે તેં બાવીસ બાવીસ વર્ષ સુધી કેવું જીવન જીવ્યું છે. તારા સ્થાને જો એ હોત તો બતાવત કે કેવી રીતે ભર-જોબનમાં પતિના વિરહમાં બાવીસ બાવીસ વર્ષ પસાર થાય છે. અને, ભલે આજે એણે તારા પર કલંક ઓઢાડયું, પરંતુ જ્યારે પવનંજય આવશે અને જાણશે કે 'અંજનાને કલંકિત કરી કાઢી મૂકી છે' ત્યારે એ શું કરશે એની ખબર તો ત્યારે જ પડશે. ખરેખર જો એ રાત્રે આવીને ગયા ત્યારે જો પિતાજીને, મહામંત્રીને કે માતાજી....કોઇને મળીને ગયા હોત તો આ પરિસ્થિતિ ન સર્જાત....પણ

ખેર, અંતે સત્યનો જ વિજય થવાનો છે

એમ લાગતું હતું કે દુ:ખના દહાડા હવે વીતી ગયા ... પરંતુ હજુ દુર્ભાગ્ય કસોટી રહ્યું છે....' વસંતતિલકાની આંખોમાં આંસુ ઊભરાઈ આવ્યાં. પણ તેને અંજના ન જુએ એવી રીતે લૂછી નાંખ્યા....'

મહામંત્રીએ જયનાદની વાત ખૂબ એકાગ્રતાથી સાંભળી. જયનાદને જવાની રજા આપી; અને પોતે ગંભીર વિચારમાં પડી ગયા.

'અંજના નિર્દોષ છે. પવનંજયથી જ ગર્ભ રહ્યો છે, એ વાત સાચી છે. પણ હવે આ વાત કેતુમતીને કેવી રીતે સમજાવવી એ મોટો પ્રશ્ન છે.' મહામંત્રીએ ઘણું ઘણું વિચાર્યું મધરાત થઈ ગઈ, પરંતુ ઊંઘ આવતી નથી....અંજનાની નિઃસહાય સ્થિતિનો વિચાર કરતાં મહામંત્રી ધ્રુજી ઊઠયા. પોતે જો કેતુમતીને ન સમજાવી શકે તો શું થાય....?

શ્રી નવકારમંત્રનું સ્મરણ કરતાં કરતાં મહામંત્રી નિદ્રાધીન થયા....એકાદ પ્રહર ઊંઘ્યા ન ઊંઘ્યા ત્યાં તો પ્રભાત થયું. પ્રાભાતિક કાર્યોથી પરવારી મહામંત્રી રાજમહાલયે જવા નીકળ્યા.

રાજા પ્રહ્લાદ અને રાણી કેતુમતી મહામંત્રીની રાહ જોઈને જ બેઠાં હતાં. રાજાને નમન કરી મહામંત્રીએ પોતાનું આસન લીધું.

મૌન પથરાયું.

ત્યાં કેતુમતીએ વાતનો પ્રારંભ કર્યો.

'મહામંત્રીજી, આજ ને આજ અંજનાને આ નગરમાંથી કાઢી મૂકવી જોઈએ.' રોષ અને આવેશથી કેતુમતી ધમધમતી હતી.

'જો અંજના દોષિત હોય તો એ વિચાર બરાબર છે.'

વયોવૃદ્ધ મહામંત્રીએ જવાબ વાળ્યો.

'તે શું તમને નિર્દોષ લાગે છે?'

'મેં ઝીણવટથી તપાસ કરી છે. મને અંજના દોષિત નથી લાગતી.'

'દોષિત જ છે. તપાસ વળી શું કરવાની? દીવા જેવું સ્પષ્ટ છે છે કે મારો પુત્ર બાવીસ વરસથી એના સામે પણ જોતો નથી, તો એની સાથે સંગમ તો થાય જ કેવી રીતે?'

'શું બાવીસ વર્ષે પણ અંજના પ્રત્યે સદ્‌ભાવ ન જાગી શકે.?'

'જાગતો હશે. પણ મારે મારા કુળને કલંક નથી લગાડવું. દુનિયા શું જાણે છે? દુનિયા જાણે કે પવનંજય અંજનાને બોલાવતો પણ નથી; અને પવનંજય લંકા ગયા પછી અંજના ગર્ભવંતી થઈ છે....ત્યારે અમારી તો ઇજ્જતના કાંકરા થાય કે બીજું કાંઈ?'

'લોકોને આપણે સાચી વાતથી વાકેફ કરી શકીએ, પછી ઇજ્જતનો પ્રશ્ન નથી રહેતો.'

'મહામંત્રીજી, તમે એનો બચાવ ન કરો. મને પહેલાં પણ લાગતું હતું કે પવનંજય અંજના પ્રત્યે આવો તીવ્ર અણગમો કોઈ ગંભીર કારણ વિના ધરાવે નહિ. એને ભલે અંજનાનાં દુરાચરણો આપણને કહ્યાં નથી, પરંતુ એને ગુપ્તપણે એની ચાલચલગત જાણેલી હોવી જ જોઈએ; અને તેથી જ એના પ્રત્યે ભારે રોષ ધારણ કરી રહ્યો છે. છેલ્લે છેલ્લે જયારે લંકા જવા નીકળ્યો ત્યારે પણ એની અવગણના કરીને ગયો છે અને એ પાછો આવીને, રાત રહીને ચાલ્યો જાય ? બિલકુલ અશકય વાત છે.'

કેતુમતી દબાણપૂર્વક પોતાની વાતની વાતને વળગી રહી.

'એટલે શું એને ગર્ભિણી અવસ્થામાં અહીંથી કાઢી મૂકવી, તેમાં આપની બે-ઇજ્જતી નહિ થાય ? પવનંજય પાછો ન જ આવ્યો હોય તેવું આપણે ચોક્કસ ન કહી શકીએ. મનુષ્યનું મન કયા સમયે બદલાય, તે કહેવા માટે આપણે શક્તિમાન નથી. મેં જે તપાસ કરી છે તેના પરથી તો મને દૃઢ નિશ્ચય થયો છે કે પવનંજય પાછો આવીને, રાત રહીને ચાલ્યો ગયો છે. અને જયારે તે પાછો આવશે ત્યારે આપણને એ વાતનો નિર્ણય થશે.'

અત્યાર સુધી પ્રહ્લાદ મૌન રહ્યા હતા. રાણીની અને મહામાત્યની વાતો તેમણે સાંભળી, વિચારી અને બોલ્યા :

'અંજના દોષિત છે કે નિર્દોષ છે તેનો નિર્ણય આજે કરવામાં આપણે બહુ વહેલા છીએ. પવનંજયના આગમન પછી જ આપણે જે તે નિર્ણય કરી શકીએ. પરંતુ

હાલના તબક્કે કેતુમતીના ચિત્તનું સમાધાન થાય અને અંજનાને કોઈ મોટો અન્યાય ન થાય તે માટે મને એક ઉપાય સૂઝે છે.'

'શું ?' કેતુમતી બોલી ઊઠી.

'આપણે અંજનાને એના પિયર મોકલી દેવી. ત્યાં એ સુખપૂર્વક દિવસો પસાર કરી શકશે અને તે અરસામાં પવનંજય પણ પાછો આવી જશે....'

કેતુમતી સંમત થઈ; જ્યારે મહામંત્રી મૌન રહ્યા. તુરત જ સેનાપતિને બોલાવી, રથમાં અંજનાને વસંત-તિલકાની સાથે બેસાડી, મહેન્દ્રનગર મૂકી આવવાની રાજાએ આજ્ઞા કરી.

## ૫

## આવો છે સંસાર !

પોતાના ધબકતા હૃદય સાથે જીવનની આશાઓ અને આકાંક્ષાઓને નિરાશાના કાળા પાલવમાં સમેટી લઈને મહાસતિએ રથમાં પગ મૂકયા. બે આંસુ સાર્યાં....થોડીક આહ નીકળી....અને એ ભવ્ય જીવનપ્રભાતનું સોનેરી આકાશ છિન્નભિન્ન થઇ ગયું....

**સંસાર માટે જાણે માનવજીવન એક ખેલ છે. સંસાર મનુષ્યના જીવનને જાણે કે એક મનોરંજન માટેનું રમકડું સમજે છે. અને એ રીતે એ મનુષ્યના જીવન સાથે ખેલ રમે છે ! કેતુમતીએ અંજનાના જીવન સાથે ક્રૂર ખેલ ખેલવા માંડયો.**

સેનાપતિએ રથને ગતિ આપી. વસંતતિલકાને આજે પોતાની સ્વામિનીનું સર્વસ્વ લુંટાઇ જતું લાગ્યું....એણે હાથથી પોતાના મુખને ઢાંકી દીધું. આંસુ સારતી સખી સ્વામિનીનાં ચરણો આગળ ઢળી પડી.

પતિનું મિલન થયે પૂરા નવ મહિનાય નહોતા થયા ત્યાં તો અંજનાની સમસ્ત આશાઓ પર....સઘળાય ઉમંગ

અને ઉત્સાહ પર જાણે હિમ પડી ગયું. શું શું ઉમેદો હશે ? કેવા કેવા અરમાન હશે ? જ્યારે સમય આવ્યો.... એ ઉમેદો અને અરમાનો પૂરાં થવાની જ્યારે આશા પ્રગટી ત્યારે જ બરાબર પતિના ઘરને છોડી જવાનું બન્યું.

જ્ઞાની પુરૂષો કહે છે કે આ સંસાર છે.... માનવજીવન પાણીના પરપોટા જેવું વિનશ્વર છે.... તેઓ આગળ વધીને એમ પણ કહે છે કે સંસારમાં શું સંયોગ અને વિયોગ! સમુદ્રનાં મોજાં ઊંચે ઊછળે....એ મોજાંનાં માછલાં આકાશમાં એકબીજાને મળે અને પલવારમાં વિખૂટાં પડી જાય તેવું આ જીવન છે....પણ આ વાત ઓછી કોઈ રાગસંતપ્ત હૃદયને શાન્તિ આપી શકે છે ? એ ભાવનાઓ ઓછી ચિરકાળથી રાગ-અગ્નિમાં પ્રજ્વલતા હૃદયને તત્કાળ સાન્ત્વન આપી શકે છે ? એ તો કંઇક સ્થિર બનીને....કોઇ મહાપ્રભાવિક યોગીપુરૂષના શરણે જાય....શરણ મળી જાય, તો જ હૃદયને શાંતિ અને જંપ વળે.

અંજનાનું સર્વસ્વ લુંટાઈ ગયું હતું....છતાંય પેલી સ્તબ્ધ રાત્રિએ પતિની પ્રિય મિલનવેળાએ આપેલું વચન એ ભૂલી ન હતી. એનું અંતઃકરણ સાક્ષી પૂરતું હતું કે પવનંજય જરૂર એક દિ' મળશે, અને કરમાઈ ગયેલા હૃદયપુષ્પ પર પ્રેમવારિનું સિંચન કરશે.

ભલે, બાવીસ વર્ષ સુધી સતત રહેલા નિરાશાના ઘોર અંધારા વચ્ચે એ વીજળી ચમકી ગઈ હતી અને એટલા જ વેગથી એ વિલીન પણ થઈ ગઈ હતી...પરંતુ એ ચમકમાં અંજનાએ ભાવિનાં સુખદ એંધાણ જોયાં હતાં.

રથ ગામો અને જંગલો વટાવતો વેગથી દોડયે જતો હતો. રથનો સારથિ અને સેનાપતિ દુઃખદ મૌન ધારણ કરી રહ્યા હતા. અંજના અને વસંતતિલકા શ્રી પંચ પરમેષ્ઠિ ભગવંતના સ્મરણમાં લીન બન્યાં હતાં. જંગલી પશુઓ અને આકાશનાં પંખીઓના અવાજ સિવાય કાંઇ સંભળાતું ન હતું. વચ્ચે વચ્ચે અશ્વો હેષારવ કરતા હતા અને ક્યારેક સારથિનો વેદનાભરપૂર નિઃશ્વાસ સંભળાઈ જતો હતો.

સૂર્ય અસ્તાચલ પર પહોંચ્યો અને રથ મહેન્દ્રપુરના સીમાડામાં આવીને ઉભો રહ્યો. સેનાપતિ રથની નીચે ઉતરી ગયો. મસ્તક નમાવી ધ્રુજતા હાથે તેણે અંજનાને પ્રણામ કર્યાં. આંખો ઉના આંસુથી ઉભરાઈ ગઈ....નિઃશ્વાસની ભઠ્ઠીમાં શેકાઈ ને બે આંસુ ભૂમિ પર પડી ગયાં....

અંજના વસંતાના ખભે હાથ ટેકવીને રથ પરથી નીચે ઉતરી.

'માતા....અમારો અપરાધ ક્ષમા....' સેનાપતિના ગળે ડૂમો ભરાયો.

'તમારો અપરાધ નથી. સેનાપતિ....મારા દુષ્ટ પ્રારબ્ધનો જ અપરાધ છે....'

બે ઘડી મૌન પથરાયું....સેનાપતિએ રથ વાળ્યો. સીમાડામાં આ બે નિરાધાર સ્ત્રીઓને મૂકીને ચાલ્યા જવા માટે, કઠોરતાના પાષાણને હૃદય પર મૂકી સેનાપતિ રથારૂઢ બન્યો.

સૂરજ ડૂબી ગયો. એનાથી અંજના જેવી મહાસતિનું દુઃખ જોઈ ન શકાયું. સજ્જન પુરૂષો પર જ્યારે સિતમ પર સિતમ ગુજરે છે ત્યારે સજ્જનો તે જોઈ શકવા સમર્થ નથી હોતા.

'રાત આપણે અહીં જ રોકાઈએ....સવારે નગરમાં જઈશું.' અંજનાએ વસંતતિલકાને કહ્યું.

'પણ અહીં નિર્જન....' વસંતાને કંઈક ભય લાગ્યો.

'ડરવાનું કોઈ કારણ નથી. શ્રી નમસ્કાર મહામંત્ર આપણી પાસે છે. પછી ડરવાનું શા માટે ?' અંજનાનું નિર્ભીક હૃદય જોઈ વસંતા નિશ્ચિંત બની.

થોડીક વાર થઈ ત્યાં અંજનાને એક વાત યાદ આવી.

'વસંતા ! ચાલ ઉભી થા તો.'

'ક્યાં જવું છે ?'

'અહીં બાજુમાં જ ભગવાન ઋષભદેવનું દેરાસર છે. મેં જોયેલું છે, ચાલ દર્શન કરી આવીએ.'

રાત અંધારી હતી પરન્તુ આ પ્રદેશ અંજનાનો પરિચિત હતો. બન્ને સખીઓ એક-બીજાનો હાથ પકડીને ધીમે ધીમે ચાલવા લાગી. થોડુંક ચાલ્યા ત્યાં સામે જ ઝાંખું ઝાંખું દેરાસર દેખાવા લાગ્યું. અંજનાનું હૃદય

આનંદિત બન્યું. બન્નેએ દેરાસરની પાસે પહોંચી નમો કહી દેરાસરમાં પ્રવેશ કર્યો. ત્રિલોકનાથ પરમાત્મા જિનેશ્વરની કરુણારસભરી પ્રતિમા જોઇ મન-મયૂર નાચી ઉઠયો. દીપકોનો પ્રકાશ કંઇક ઝાંખો પડયો હતો પરંતુ ઝાંખા પ્રકાશમાંય પ્રતિમાનું દર્શન દિલ ડોલાવી દે તેવું થયું હતું.

પરમાત્માની સમક્ષ બંને સખીઓ બેસી ગઇ. પરમાત્માની મનોરમ મુખમુદ્રા પર દૃષ્ટિ સ્થિર કરી સ્તવનાનો પ્રારંભ કર્યો.

સહુનું કરો કલ્યાણ, કૃપાનિધિ....!
નિરખી તન-મનનાં દુઃખ મારાં
દૂર કરો ભગવાન....કૃપાનિધિ!
નાભિનંદન! તમને વંદન,
અંતરમાં ધરૂં ધ્યાન....કૃપાનિધિ!
સહુનું કરો કલ્યાણ....કૃપાનિધિ....!

મધુર અને દર્દભર્યા અવાજે વાતાવરણમાં ફેરફાર કરી નાંખ્યો. દીપકની જ્યોત વધુ ચમકી અને પરમાત્માની આંખો હસી ઊઠી. વસંતતિલકાએ સ્તવનાને ઉપાડી લીધી.

પાપોમાં લયલીન બની હું
પામી ના કંઇ જ્ઞાન....કૃપાનિધિ....
દુઃખીયારી હું ભવભવ ભટકું
લાવો આતમભાન....કૃપાનિધિ....

બંનેના સૂર ભેગા મળ્યા :

સહુનું કરો કલ્યાણ....કૃપાનિધિ !
સહુનું કરો કલ્યાણ....કૃપાનિધિ !

અંજનાની આંખોમાં આંસુ ઊભરાયાં. તેણે સ્તવના આગળ ચલાવી :

તુમ ભક્તિના પુણ્ય પ્રભાવે
પ્રગટો કેવળજ્ઞાન....કૃપાનિધિ
દર્શન આપો....દુઃખો કાપો...
શરણે હું ભગવાન....કૃપાનિધિ....
સહુનું કરો કલ્યાણ....કૃપાનિધિ....

સ્તવના પૂર્ણ કરી. આંખો બંધ કરી પરમાત્માની અચિંત્ય કૃપાની વર્ષામાં સ્નાન કરી, બંને સખીઓ પાછલા પગે મંદિરની બહાર નીકળી ગઈ. મંદિરની આસપાસ નજર કરતાં એક પર્ણકુટિર દેખાઈ. બંને પર્ણકુટિરની પાસે ગઈ. અંદર કોઈ હતું નહિ. તેમ જ કોઈ રહેતું હોય તેમ પણ ન લાગ્યું. બંનેએ પર્ણકુટિરમાં જ રાત વીતાવવાનું વિચાર્યું. વસંતતિલકા આજુબાજુ તપાસ કરીને વૃક્ષનાં પાનનો એક ટોપલો ભરી લાવી, એની પથારી કરી અંજનાને તેમાં સુવાડી પોતે બાજુમાં સૂઈ ગઈ.

અંજનાને નિદ્રા નથી આવતી. ક્યાંથી આવે ? પોતાની આશાઓ અને કામનાઓને નિષ્ઠુર સંસાર દ્વારા કચડાતી જોઈને એ રડી રહી હતી. એનું સજીવ કોમળ હૃદય ફાટીને ટુકડેટુકડા થઈ જતું હતું. હૃદયના ટુકડાઓને પરમાત્મા ઋષભદેવના સ્મરણ દ્વારા સાંધવા તે પ્રયત્ન કરતી હતી....

પરંતુ હા....ય....દુર્ભાગ્ય અને ક્રૂર કાળનો સામનો કરવા તે નિષ્ફળ નીવડી.

સવારે પોતે પિતાના દ્વારે જશે... ત્યારે લજ્જાથી પોતાની સ્થિતિ કેવી બની જશે? માતા....ભાઇ....બધાં પોતાને સહાનુભૂતિથી આવકારશે? એના ચિત્તમાં સંશય પેદા થયો, અને તે અકળાઈ ઊઠી. પુનઃ ભગવંતના નામ-સ્મરણમાં ચિત્તને પરોવી દેવા તેણે પ્રયત્ન કર્યો.

છેલ્લા પ્રહરમાં એને કંઈક નિદ્રા આવી. પ્રભાતે તે જાગી. વસંતાને જગાડી. બંને ધીમે પગલે પર્ણકુટિરમાંથી બહાર આવ્યાં....ભગવંત ઋષભદેવનાં દર્શન કરી નગરના દરવાજે આવી ઊભાં. મહેન્દ્રપુરીને જોતાં અંજનાનું ચિત્ત પોતાના શૈશવકાળ તરફ વળ્યું....ભૂતકાળનો એ સ્મૃતિલોક તેના હૃદયમાં કોઇ અનેરા ભાવો જગવી ગયો....પરંતુ આજે એ સ્મૃતિલોકમાં દીર્ઘકાળ વિચરી શકાય એમ જ ક્યાં હતું!

રાજમહાલયના દ્વારે પ્રતિહારી ચોકી કરી રહ્યો હતો. અચાનક અંજનાને માત્ર એક સખીની સાથે ઉઘાડા પગે અને ખાલી હાથે આવીને ઉભેલી જોઇ પ્રતિહારીનું ચિત્ત શંકાશીલ બની ગયું.

'બહેન–બા કેમ અચાનક? એકલાં?'

અંજનાની દૃષ્ટિ તો ભૂમિ પર ચોંટી ગઇ. તે કોઈ જ જવાબ આપી શકે એમ ન હતી. પ્રતિહારીના પ્રશ્નનો ઉત્તર વસંતતિલકાએ આપ્યો. અથથી ઇતિ સુધીની વાત સંભળાવી.

પ્રતિહારી બંને દ્વાર આગળ જ પોતાની મઢુલીમાં બેસાડી, રાજા મહેન્દ્રની પાસે ગયો.

રાજાને પ્રણામ કરી પ્રતિહારીએ અંજનાના આગમનની વાત કહી. જે પ્રમાણે વસંતતિલકાએ કહ્યું તે જ પ્રમાણે પ્રતિહારીએ રાજાને વાત કહી. રાજા વાત સાંભળીને સ્તબ્ધ બની ગયો, તેનું ચિત્ત ઉદ્વિગ્ન બની ગયું. તેના મનમાં અનેક અશુભ વિચારો ઊભરાવા લાગ્યા.

'ખરેખર, સ્ત્રીઓનું ચરિત્ર ન સમજી શકાય તેવું ગહન હોય છે, આ મારી પુત્રીએ મારા કુળને કલંકિત કર્યું. અમે પણ જાણીએ છીએ કે બાવીસ બાવીસ વર્ષોથી પવનંજયે અંજનાનું મોં પણ જોયું નથી. પવનંજયની ગેરહાજરીમાં આ દુષ્ટાએ કુટિલ કામ કર્યું....'

મહેન્દ્રની આંખોમાં કુળકલંકનો ભય તરવા લાગ્યો. મુખ પર ચિંતાની રેખાઓ ઊપસી આવી. બાજુમાં જ બેઠેલો યુવરાજ પ્રસન્નકીર્તિ પિતાની મૂંઝવણને સમજી ગયો. પ્રતિહારીએ આવીને વાત કરી તે બધી જ યુવરાજે સાંભળી હતી. તે બોલી ઊઠયો :

'પિતાજી, એ કુલટાને હમણાં ને હમણાં કાઢી મુકો.'

'પણ....'

'શું આંગળીએ સર્પ ડસ્યો હોય તો આંગળીને છેદી નાખવી પડતી નથી? પછી ભલેને એ આપણી પોતાની જ આંગળી હોય.'

પ્રસન્નકીર્તિ ન્યાયનિષ્ઠ કહેવાતો. વિચક્ષણ અને બુદ્ધિશાળી હતો પરંતુ અંજનાની બાબતમાં જે એણે તોડ કાઢયો તે મહામંત્રીને જરાય ન રુચ્યો. મહામંત્રીએ મહેન્દ્રને હાથ જોડીને કહ્યું :

'મહારાજા ! કન્યાને જ્યારે સાસરામાં દુઃખ પડે ત્યારે શરણભૂત પિતા જ હોય છે.'

'મહામંત્રી, શરણ કોને અપાય ? આવી પાપિણીને ?' પ્રસન્નકીર્તિ સહેજ ઉગ્ર બન્યો.

'યુવરાજ ! તમે શાથી માની લીધું કે એ પાપિણી જ છે ? શું અંજના નિર્દોષ ન હોઇ શકે ? શું નથી સાંભળ્યું કે અંજનાની સાસુ કેતુમતીનો સ્વભાવ ક્રૂર છે ? એણે ખોટી રીતે અંજનાને કલંકિત કરી હોય, તેમ ન બની શકે ? માટે મારી તો નમ્ર વિનંતી છે કે કૃપા કરીને અંજનાને અહીં છૂપી રીતે રાખીને તેનું પાલન કરવું જોઇએ. કારણ કે એ આપની કન્યા છે.'

યુવરાજ મૌન થઇ ગયો. પરન્તુ રાજા મહેન્દ્રના ચિત્તમાં શાન્તિ ન વળી.

'મહામંત્રી ! સાસુઓ તો બધે આવી જ હોય છે, પરન્તુ પુત્રવધૂઓનું આવું ચરિત્ર કયાંય સાંભળ્યું નથી. વળી આ ગર્ભ પવનંજયનો ન જ હોઇ શકે. કારણ કે આપણે સાંભળ્યું છે, કે બાવીસ વર્ષથી એકધારો પવનંજયને અંજના પર દ્વેષ છે. માટે કેતુમતીએ જે શિક્ષા કરી છે તે યોગ્ય જ કરી છે....'

મહેન્દ્રના હૃદયમાં સદાચારનું મૂલ્ય કેટલું બધું ઊંચું અંકાયેલું હશે ? સદાચારનું પક્ષપાતી હૃદય પોતાની પુત્રી પ્રત્યે પણ મચક આપતું નથી. અલબત્, અંજના દોષિત નથી....છતાં એના પર જે આરોપ આવી પડયો છે, એ સાંભળીને મહેન્દ્ર ધ્રૂજી ઊઠે છે. અને પુત્રીને પણ નહિ સંઘરવાનો નિર્ણય કરે છે.

પરંતુ મહેન્દ્રનું આ એકાંગીપણું છે. સદાચારનો તીવ્ર પક્ષપાત જરૂરી છે, પરંતુ તે પોતાના માટે જ હોવો જોઈએ.

**બીજાના પ્રત્યે એવો સદાચારનો તીવ્ર પક્ષપાત ન જ હોવો જોઈએ, કે જેનાથી સામી વ્યક્તિને અન્યાય થઇ જાય, સામી વ્યકિતનું જીવન હોડમાં મૂકાઇ જાય. સંપૂર્ણ તપાસ કર્યા વગર, કોઇના કહેવા પરથી કે પોતાનાં મનમાન્યાં અનુમાનો કરીને બીજા આત્માની હલકાઇ કરવી ન્યાયસર નથી. અને એવી રીતે કોઇના કહેવા પરથી....ઊડતી વાતો સાંભળીને....મનમાન્યાં અનુમાનો કરીને બીજા આત્માને જે બદનામ કરે છે, તે જીવો એવાં કઠોર પાપકર્મો બાંધે છે કે જેના વિપાકો ભવાંતરમાં આંખમાંથી લોહીનાં આંસુ પડાવે તેવા આવે છે.**

જો કે અહીં અંજનાનું જ દુષ્ટ પ્રારબ્ધ મહેન્દ્રને સાચી સૂઝ પ્રાપ્ત થવા દેતું નથી; પરન્તુ એટલા માત્રથી મહેન્દ્રનો નિર્ણય નિર્દોષ ઠરતો નથી...કર્મોની સજામાંથી

મુક્ત થઇ શકતો નથી.

'મહારાજા! અંજનાના લોહીમાં આપના સુસંસ્કારો રેડાયેલા છે. વર્ષો સુધી એણે આપણા ઘરમાં રહીને શીલ અને સદાચારની ઉચ્ચ કેળવણી લીધેલી છે. આપણે વર્ષો સુધી આપણી આંખ સામે એને જોઈ છે....એક નાનકડોય કાળો ડાઘ એનામાં જોવા નથી મળ્યો. અંજના પવિત્ર છે....સુશીલ છે....' મહામંત્રીએ ગંભીર બનીને ઉંચા અવાજે પોતાને લાગતી સાચી વાત રજૂ કરી. પરન્તુ રાજા મહેન્દ્ર પર એ વાતની જરાય અસર ન થઇ. તે પોતાના વિચારોમાં દૃઢ રહ્યો. તુરત જ દ્વારપાલને બોલાવીને આજ્ઞા કરી:

'મારે એનું મુખ પણ જોવું નથી, એ પાપમુખીને હમણાં ને હમણાં અહીંથી કાઢી મૂક; અને સેનાપતિને અહીં બોલાવ.'

'પણ મહારાજા જરા....'

'જરાય નહિ મહામંત્રી, હવે તમે એનો ખોટો બચાવ ન કરો. હું તમારી વાત માનવા જરાય તૈયાર નથી....' મહેન્દ્રનો ચહેરો રોષથી લાલચોળ બની ગયો.

દ્વારપાળનું હૃદય ધબકી ઉઠ્યું. ભૂખી અને તરસી અંજનાને કાઢી મૂકવાનું પાપકાર્ય કરવા જતાં તેનાં અંગેઅંગ ધ્રુજી ઉઠયાં. છતાં રાજાની આજ્ઞા એટલે આજ્ઞા! અંજના ક્યાં જશે? એનું કોણ શરણ? એકલી અટૂલી કેવી દુઃખો દુઃખી બની જશે....' દ્વારપાલની આંખમાં આંસુ ઊભરાયાં....તે ધીમે પગલે દરવાજા આગળ આવ્યો. વસં-

૧૧

તતિલકા ક્યારનીય રાહ જોઈ રહી હતી. દ્વારપાલને ધીમે પગલે અને આંખો લુંછતો આવતો જોઇ એને ફાળ પડી. ત્યાં તો દ્વારપાલ આવીને ઊભો રહ્યો. બે હાથ જોડી અંજનાને તેણે પ્રણામ કર્યા....મૌન ઉભો રહ્યો.

'કેમ, મહારાજાએ શું કહ્યું ?' વસંતાએ પૂછ્યું.

દ્વારપાલ શો જવાબ આપે ? તે મૌન રહ્યો.

'મૌન કેમ રહે છે ? જરાય ચિંતા રાખ્યા વિના જે વાત હોય તે કહી દે.' અંજનાએ કહ્યું.

'મહારાજાએ આજ્ઞા કરી છે કે આપે અહીંથી સત્વર....'

'ચાલ્યા જવું, એમને ?' અંજનાએ દ્વારપાલને અંચકાતો જોઇ વાક્ય પૂર્ણ કર્યું....

'હા....દેવી....' દ્વારપાલ ડૂસકું ખાઇને રડી પડયો. બે હાથથી તેણે પોતાનું મોં છુપાવી દીધું.

અંજનાએ વસંતતિલકાનો હાથ પકડી લીધો....અને ચાલવા માંડયું.

સૂર્ય શરમાઇ ગયો. વાદળની ઓથે છુપાઈ ગયો. આકાશ ધૂંધળું થઇ ગયું.

કેવો એ કમભાગી દિવસ....કયો સહૃદયી નગરજન એ દિવસે નહિ રડયો હોય ? કયા ભાવુક આત્માને એ દિવસે દુષ્ટ પ્રારબ્ધ પર ફિટકાર નહિ છૂટયો હોય ? કયા સાધુપુરુષે એ દિવસે સંસારની અસારતાનું દર્શન નહિ કર્યું હોય ?

લડથડતા પગલે અંજનાએ મહેન્દ્રપુરીના રાજમાર્ગે

ભટકયા અને જંગલની વાટ પકડી. નથી તેણે ખાધું....નથી પીધું. તેનું હૃદય ભરાઈ આવ્યું. આંખમાંથી આંસુનાં પૂર વહેવા માંડયાં. તે મોટા સ્વરે રડી પડી અને એક શિલા પર બેસી ગઈ.

અરણ્યનાં પશુઓ ઉભાં રહી ગયાં. આકાશનાં પંખીઓ થંભી ગયાં. અંજનાના કરુણ આક્રંદથી એ પશુ-પંખીઓ પણ કકળી ઉઠયાં, વસંતતિલકા પણ રડી રહી હતી. આજે. અંજનાને આશ્વાસન આપવા માટે તેની પાસે શબ્દ ન હતા....હૃદય ન હતું.

વળી ઉભા થઈને ચાલવા માંડયું. ઉઘાડા પગમાં અણીદાર કંટકો ખૂંપવા લાગ્યા....કોમળ ચરણતલમાંથી લોહીની ધારાઓ છૂટવા લાગી...

મધ્યાહ્ન થયો. સૂર્ય વાદળમાંથી બહાર આવ્યો. બન્ને સખીઓ એક મોટા નગરના સીમાડે જઈ ચડી. એક ઘટાદાર વૃક્ષની છાયામાં જઈને બન્નેએ વિશ્રામ કર્યો.

'આપણે આ નગરમાં કોઈ ધર્મશાળામાં રોકાઈ એ તો ?' વસંતતિલકાએ કહ્યું. કારણ કે હજુ બંનેએ કંઇ ખાધું-પીધું ન હતું. ધર્મશાળામાં રોકાય તો કંઇક વ્યવસ્થા થઇ શકે. અંજનાએ સંમતિ આપી. એટલે બંને નગર તરફ વળ્યાં. નગરના દરવાજે જ બે ચોકીદારો ઉભા હતા. બંને સખીઓ જ્યા દરવાજામાં પ્રવેશવા જાય છે, ત્યાં જ ચોકીદારે બન્નેને રોકી.

'તમારે આ નગરમાં જવાનું નથી.'

'કેમ?' વસંતા જરા ઉગ્ર બની ગઈ:

'રાજા મહેન્દ્રની આજ્ઞા છે કે તમને એમના રાજ્યના કોઈ ગામ કે નગરમાં પ્રવેશ ન આપવો.

અંજનાને કાઢી મૂકીને, રાજા મહેન્દ્રે સેનાપતિને બોલાવી આજ્ઞા કરી હતી, કે પોતાના રાજ્યના કોઈ પણ નગર કે ગામડામાં અંજનાને પેસવા ન દેવી. તે મુજબ સેનાપતિએ ઠેર ઠેર પોતાના માણસોને ગોઠવી દીધા હતા.

અંજનાને કંઇ કહેવાનું હતું જ નહિ. તુરત જ તે પાછી વળી ગઈ. પુનઃ જંગલ માર્ગે પ્રયાણ શરૂ થઇ ગયું. ભટકતાં બંને એક મોટી અટવીમાં આવી પહોંચી. એક મોટા વૃક્ષની નીચે વિશ્રામ કર્યો.

'કેવી હું હીનભાગી....કે ગુરુજનોએ વિચાર્યા વગર પહેલાં દંડ કર્યો અને અપરાધનો નિર્ણય પછી કરશે? અરે કેતુમતી....તેં પણ સારું જ કર્યું....મને બદનામ કરીને તેં તારા કુળની રક્ષા કરી! પિતાજી, તમે પણ ઠીક જ તમારા સંબંધીઓનાં મન જાળવ્યાં! વળી મેં અભાગણે વિચાર્યું કે દુઃખી સ્ત્રીઓને માતા આશ્વાસનનું સ્થાન હોય છે....પરંતુ મા, તેં તારો પતિવ્રતા ધર્મ સારો બજાવ્યો....તારે તો પિતાજીના પગલે જ ચાલવું જોઇએ ને! પ્રસન્નકીર્તિ, તું પણ શું કરી શકે? તારો શો દોષ? પિતાજીની હયાતીમાં તું શું કરી શકે?....અને નાથ.... ....પતિદેવ....તમે તો દૂર છો....તમે જો હોત....પણ હાય, તમારી ગેરહાજરીમાં બધા જ મારા શત્રુ બની ગયા છે.'

તેનો વિલાપ ચાલુ જ રહ્યો. તેની દૃષ્ટિમાંથી સંસારનાં એકએક સ્વજન પસાર થઇ ગયાં. જેણે જેણે અંજનાને એક દિ' પ્રેમથી નવાજી હતી, તે બધાએ અંજનાને દુઃખના ટાણે દગા દીધા.

**આ તો સંસારની ખાસિયત છે! સંસાર નામ જ એનું કે તમે એના પર પ્રેમ ધારણ કરો અને એ તમને દગો દે.**

'ખરેખર, મારા જેવી બીજી કોઇ અભાગણી સ્ત્રી નહિ હોય....આટલાં આટલાં વર્ષો સુધી પતિનો વિરહ પડે અને સ્ત્રી જીવતી રહે? છતાં હું અભાગણ જીવતી રહી.' બનેએ સવારથી કંઇ જ ખાધું-પીધું ન હતું. વસંતતિલકાએ કહ્યું :

'તું અહીં બેસ, હું આજુબાજુમાં તપાસ કરું. થોડાં ફળ લઇ આવું, અને પાણીની પણ શોધ કરી આવું.' અંજનાને બેસાડી વસંતતિલકા અટવીની અંદર ગઇ. વસ્ત્રમાં ફળ ભરીને આજુબાજુ પાણીની તપાસ કરવા લાગી. સહેજ દૂર ગઇ. એક પર્વતની તળેટીમાં સુંદર સરોવર જોયું. બાજુમાં જ એક સરસ ગુફા જોઇ. ચારેકોર રમણીય વનરાજી જોઇ એનું ચિત્ત પ્રસન્ન થઈ ગયું. હવે આગળ ક્યાંય ન જતાં આ સ્થળે જ રહેવાનો તેને વિચાર આવ્યો. તે ઝડપથી અંજના પાસે આવી.

'અંજના, ચાલ ઊભી થા. અહીં થોડે જ દૂર એક રમણીય પ્રદેશ છે, ત્યાં આપણે જઇએ. મને તો એ પ્રદેશ

ખૂબ ગમી ગયો છે. જો તારી ઇચ્છા થાય તો આપણે ત્યાં જ રોકાઈએ.'

અંજનાને લઇ વસંતતિલકા પર્વતની તળેટીમાં આવી. પ્રદેશ જોઈ અંજનાને આનંદ થયો. ગુફાના દ્વાર આગળ જ બેસી સખીઓએ ફળાહાર કર્યો અને સરોવરનું પાણી પીધું.

'હવે આપણે કયાંય આગળ ન જતાં અહીં જ રોકાઇએ, એમ મને લાગે છે.' અંજનાએ પોતાનો અભિપ્રાય વ્યકત કર્યો.

બંને સખીઓએ ત્યાં આરામ કર્યો. સૂર્ય પશ્ચિમ દિશામાં ઢળવા લાગ્યો. મનનો અને તનનો થાક હળવો થયો. વસંતતિલકા ઊભી થઈ.

'આપણે આ ગુફાની અંદર જઇએ. જોઈએ તો ખરાં, અંદર રહેવાય એવું છે કે નહિ?' બંને સખીઓ ધીમે પગલે ગુફામાં પ્રવેશી.

ગુફામાં હજુ બહુ ઉંડી ન ગઈ ત્યાં તો સામે જ એક મહામુનિને ધ્યાનસ્થ ઉભેલા જોઈ બંને સખીઓ ત્યાં જ ઊભી રહી ગઈ. બંને એ મસ્તકે અંજલી જોડી મહામુનિને પ્રણામ કર્યા અને વિનય-મર્યાદાપૂર્વક ત્યાં બેસી ગઇ.

મહામુનિએ ધ્યાન પૂર્ણ કર્યું. જમણો હાથ ઉંચો કર્યો અને 'ધર્મલાભ'ની આશીષ આપી.

પુનઃ બંને સખીઓએ ભક્તિપૂર્ણ હૃદયે વંદના કરી. વસંતતિલકાએ વિનયપૂર્વક વાતનો પ્રારંભ કર્યો. એને લાગ્યું કે 'આ કોઇ મહાન જ્ઞાની સાધુપુરુષ છે. સખીના દુઃખની વાત કરું. જરૂર કૃપાના સાગર એવા આ મહા-

પુરુષ કોઇ સુંદર માર્ગ બતાવશે.

'કૃપાનિધિ ! મારી સખી પર આટલી બધી આપત્તિઓ શાથી આવી ? એના ગર્ભમાં કયો જીવ આવ્યો છે ? કયા કર્મના ઉદયથી આવી સ્થિતિ સર્જાઈ છે ?' લગ્નથી માંડીને બધી જ વાત વસંતાએ ટૂંકમાં કહી.

મહામુનિનું નામ 'અમિતગતિ' હતું. તેઓ ચારણમુનિ હતા, કૃપાના સાગર હતા.

**આજે મનુષ્ય ત્રિલોકનાથ પરમાત્માને પૂજવા જાય છે એ શ્રદ્ધા લઈને કે 'આ પરમાત્મા કંઈ જ ન કરે. આપણે પુરૂષાર્થ કરીએ તો જ સુખી થઈએ!' આવું મિથ્યાભિમાન પરમાત્મા પ્રત્યે ભક્તિ જગવી શકતું નથી. આવો મિથ્યાભિમાની મનુષ્ય ધર્મપુરૂષાર્થમાં પણ સિદ્ધિ હાંસલ કરી શકતો નથી.**

લક્ષ્મીવતી માનતી હતી કે 'મને આ મહાન રાજ્યનાં સુખો પ્રાપ્ત થયાં છે તે પરમ કૃપાળુ પરમાત્માની કૃપાથી જ. માટે આ રાજ્યનાં સુખોનો મારે ત્યાગ કરી તેમનાં જ ચરણોમાં એ સુખો ધરી દેવાં જોઇએ.' તેણે પોતાનું જીવન ત્યાગમય અને તપોમય બનાવ્યું. પરમાત્માની ભક્તિમાં તેણે પોતાનું ચિત્ત પરોવ્યું. રોજ સવાર–સાંજ તેણે ભગવંતની ભવ્ય પૂજા કરવા માંડી.

મોટા મોટા સંગીતકારોને બોલાવી તેણે ભગવંતની સમક્ષ ભક્તિરસની રમઝટ મચાવવા માંડી. નગરવાસી સ્ત્રીઓ પણ ધીરે ધીરે લક્ષ્મીવતીની સાથે પ્રભુભક્તિમાં જોડાવા લાગી. રાજા કનકરથ પણ લક્ષ્મીવતીનું ભકતહૃદય જોઇને પ્રસન્ન થતો હતો. તેણે રાણીને પ્રભુભકિતમાં જોઇતી તમામ અનુકૂળતાઓ આપવા માંડી હતી.

લક્ષ્મીવતીનો મહેલ જાણે ભકતોનું ધામ બની ગયો! નગરમાં લક્ષ્મીવતીનું રાણી તરીકે નહિ પરંતુ 'પરમ શ્રાવિકા' તરીકે ખૂબ ખૂબ બહુમાન અને ગુણાનુવાદ થવા

લાગ્યા.

લક્ષ્મીવતીના આંગણે આવેલો કોઈ દુઃખી જીવ ખાલી હાથે પાછો નહોતો જતો. લક્ષ્મીવતીની પાસે આવેલો કોઈ પણ જીવ હતાશ થઈને પાછો નહોતો જતો. પ્રસન્ન મુખે એને સમતાભર્યા હૈયે તે સહુ જીવોને સત્કારતી અને પરમાત્માના અચિન્ત્ય મહિમાને સમજાવતી.

પરંતુ આ બધું એવું હતું કે ઇર્ષ્યાળુ જીવના હૈયામાં આગ જલાવે! કનકોદરી લક્ષ્મીવતીનો આ ઉત્કર્ષ સહન ન કરી શકી! કયાંથી સહન કરી શકે? તલવારના ઘા સહન કરવા સહેલા છે, ઉગ્ર તપશ્ચર્યાનાં કષ્ટ સહન કરવાં સહેલાં છે, ભૂખ–તરસનાં દુઃખ સહન કરવાં સહેલાં છે, પરંતુ બીજાના ઉત્કર્ષને સહન કરવો દુષ્કર છે.

**જયારે બીજાનો ઉત્કર્ષ સહન થતો નથી ત્યારે મનુષ્ય બીજાના દોષો જોવા પ્રેરાય છે....અને છદ્મસ્થ આત્મામાં દોષો તો જોવા હોય એટલા મળે! ઈર્ષ્યાળુ મનુષ્ય બીજાના દોષો જોઇને પછી એને હલકો પાડવાનું નીચ કૃત્ય શરૂ કરે છે....પોતાની જાતને સારી અને સજ્જન માનતો એ મનુષ્ય પછી સીધો અધઃપતનની ખીણમાં પટકાઇ પડે છે.**

કનકોદરી લક્ષ્મીવતીની હલકાઈ કરવા પ્રેરાઇ. તેણે દાસીઓ વાટે લક્ષ્મીવતીના માટે અયોગ્ય વાતો વહેતી કરી. સૂર્ય સમો ધૂળ ઉડાડવા જેવી તેની સ્થિતિ થઈ. લોકોના હૃદય પર લક્ષ્મીવતીનું એવું નિશ્ચલ સ્થાન જામેલું

હતું કે લોકો એનું જરાય ઘસાતું સાંભળવા તૈયાર ન હતા; બલ્કે ઘસાતું બોલનાર પ્રત્યે ભારે નફરત કરવા માંડી.

કનકોદરીએ ઘણા પ્રયત્નો કર્યા પરંતુ લક્ષ્મીવતીનું તેજ જરાય ન ઝંખવાયું. બલ્કે દિનપ્રતિદિન લક્ષ્મીવતીના મહેલે ભક્તોની ભીડ જામવા લાગી. કનકોદરીનો તેજોદ્વેષ ખૂબ વધી ગયો, કોઈ પણ પ્રકારે લક્ષ્મીવતીની લોકપ્રિયતા તોડવા તેણે યોજનાઓ વિચારવા માંડી. વિચારતાં વિચારતાં તેને એક યોજના સૂઝી આવી. તેણે પોતાની સુલેખા નામની સખીને બોલાવી.

સુલેખા કનકોદરીના વિચારોથી પરિચિત હતી. એને પણ લક્ષ્મીવતી પ્રત્યે અરુચિ હતી. લક્ષ્મીવતીના અહિતની પ્રત્યેક પ્રવૃત્તિમાં તે કનકોદરીને સહાય કરતી. કનકોદરીને પણ સુલેખાની હૂંફ સારી હતી.

'સુલેખા, હવે એક ઉપાય સૂઝે છે....' કનકોદરીએ સુલેખાના કાનમાં વાત કરી.

'શું ?'

'લક્ષ્મીવતીના તાગડધિન્ના શાના પર છે ?'

'ન સમજી....'

એટલું ન સમજી ? એના ભગવાનની મૂર્તિની તો આ બધી ધાંધલ છે....એ મૂર્તિ જ....'

'હાં હાં....સમજી ગઈ. બસ, હવે બધું હું પતાવી દઈશ....'

'ના, એમાં તારું કામ નહિ. એ કામ હું જ કરીશ.

તારે તો એક કામ કરવાનું છે.'

'શું ?'

'યુક્તિપૂર્વક એ મૂર્તિને અહીં લઇ આવવાની.'

'કબૂલ.'

મહામુનિ અંજના અને વસંતતિલકાને તેમના ભૂતકાળના પટ પર લઈ જાય છે. બંને સખીઓ એકાગ્રપણે મહામુનિની વાણીનું શ્રવણ કરે છે,

સુલેખાએ નિત્ય લક્ષ્મીવતીના મંદિરમાં જવાનું શરૂ કર્યું. લક્ષ્મીવતીના ભકિતપ્રસંગોમાં હાજર રહેવા લાગી. ધીરે ધીરે તેણે ત્રિકાલ પૂજા શરૂ કરી. એક ભક્ત શ્રાવિકાની ઢબે તેણે આચરણ શરૂ કર્યું. આ રીતે તેણે લક્ષ્મીવતીના મંદિરમાં આવતી પ્રત્યેક વ્યકિતનો પ્રેમ સંપાદન કરવા માંડયો.

સુંદર સુંદર પુષ્પોના કરંડિયા લઇ જઇને તેણે પરમાત્માની અપૂર્વ અંગરચના કરવા માંડી. નૈવદ્યના થાળ ભરી ભરીને લાવી પરમાત્માની અદ્‌ભુત ભક્તિ કરવા માંડી. અલ્પકાળમાં તે લક્ષ્મીવતીના નામની સાથે સુલેખાનું નામ પણ લોકજિહ્વાએ રમવા માંડયું. લક્ષ્મીવતીને પણ સુલેખા પ્રત્યે પ્રેમ પ્રગટયો. સુલેખાની તેણે પ્રશંસા કરવા માંડી.

સુલેખાને પોતાની યોજના સફળ થતી લાગી. કનકોદરીને તેણે કહી પણ દીધું કે 'હવે બે ચાર દિવસમાં કામ સિદ્ધ થયું સમજવું !' અને એક દિવસ બપોરે બાર વાગ્યે હાથમાં પુષ્પોનો કરંડિયો લઇ પૂજનનાં વસ્ત્ર

પહેરી તે મંદિરમાં પહોંચી.

મધ્યાહ્ન-સમયે મંદિરમાં પ્રાયઃ કોઈ જ હોતું નહિ. તેથી એ સમયે સુલેખાને પોતાનું કાર્ય કરવું બરાબર લાગ્યું.

તેણે મૂર્તિની આસપાસ પુષ્પો વેરી નાંખ્યાં, અને મૂર્તિને કરંડિયામાં નાંખી, તેના પર થોડાંક પુષ્પો ઢાંકી, કરંડિયો લઈ મંદિરમાંથી નીકળી ગઈ. મહેલના મુખ્ય દરવાજાના દરવાનોની સામે રોજની ઢબે આછું સ્મિત કરી તે સડસડાટ કનકોદરીના મહેલે પહોંચી ગઈ. ઝરુખામાં કનકોદરી રાહ જોતી બેઠી હતી. ઝડપથી સુલેખાને આવતી જોઈ કનકોદરી નાચી ઉઠી.

સુલેખાએ ઇશારાથી કનકોદરીને પોતાની પાછળ આવવા સૂચવ્યું. મહેલના એક એકાંત ભાગમાં બંને પહોંચી.

'કામ સફળ!' સુલેખાએ આંખો નચાવતાં કનકોદરી સામે જોયું.

'મારી સખી જે કામ હાથમાં લે તે સફળ જ થાય!' કનકોદરીએ સુલેખાની પીઠ થાબડી.

'અરે, હજુ તો કેવું નાટક ભજવાય છે, તે તું જોજે!'

'હવે શાનું નાટક?'

'પહેલેથી નાટકની વાત કહી દઉં તો તો પછી મઝા ન આવે!'

'તો યે....'

'ના નાટક કહેવાનું ન હોય, જોવાનું હોય!'



'પછી શું થયું, પ્રભુ ?' એકાગ્રપણે સાંભળી રહેલી અંજના અને વસંતતિલકાએ વચ્ચે પ્રશ્ન કર્યો.

સાંજ પડી લક્ષ્મીવતી સંધ્યા સમયનું પૂજન કરવા માટે મંદિરમાં દાખલ થઇ. સિંહાસન પર નજર કરતાં જ પેટમાં મોટો ધ્રાસકો પડયો. તેણે ચારેકોર નજર કરી પરંતુ પરમાત્માની પ્રતિમા ન દેખાણી. હફાંળીફાંફળી તે મંદિરની બહાર આવી...તેણે બૂમ પાડી....'ચોરી...ચોરી' સામેથી જ નીચી દૃષ્ટિએ અને ઠાવકા મોઢે સુલેખા આવી રહી હતી. લક્ષ્મીવતીની બૂમ સાંભળતાં જ તે દોડતી આવી.

'શું થયું દેવી ?' મોં પર ભયની રેખાઓ ઉપસાવી સુલેખાઓએ પૂછ્યું.

'પરમાત્માની પ્રતિમા જ કોઇ ઉપાડી ગયું છે....' લક્ષ્મીવતીના મુખ પર રોષ અને વેદના તરવરી આવ્યાં.

'અરરર....કોણ પાપીને આવી કુબુદ્ધિ સૂઝી ! બીજું કંઈ ન સૂઝયું તે ભગવાનની પ્રતિમા જ ઉપાડી ગયો ?....' સુલેખાએ પણ પોતાની બનાવટી વેદના વ્યક્ત કરી.

મહેલની દાસીઓ ભેગી થઇ ગઇ. ચોકીદારો દોડી આવ્યા. સહુ 'ચોરી કેવી રીતે થઈ ?' એના વિચારમાં અને પૂછપરછમાં પડી ગયા. કોઇને કાંઇ ચોક્કસ સૂઝ પડતી નથી. લક્ષ્મીવતીનું ચિત્ત ખિન્ન બની ગયું. જ્યાં સુધી પ્રભુની પ્રતિમા ન મળે ત્યાં સુધી અન્નપાણીનો તેણે ત્યાગ કર્યો. મંદિરમાં જઈને પરમાત્માના ધ્યાનમાં તે બેસી ગઇ.

સુલેખાની સાથે સંધ્યાના સમયે, કનકોદરી પ્રતિમાને એક પુષ્પના કરંડિયામાં સંતાડી, નગર બહારના ઉદ્યાનમાં પહોંચી. કોઈને કાંઈ ગંધ ન આવે એ ઢબે બંને ઉદ્યાનના પાછળના ભાગમાં પહોંચી ગઈ. સુલેખાને ત્યાં બેસાડી કનકોદરી પાછળના રસ્તેથી બહાર નીકળી અને ઝડપથી થોડેક દૂર કે જ્યાં ગામનો ઉકરડો હતો ત્યાં પહોંચી.

પગ વડે ઉકરડાની એક બાજુ ખાડો કરીને તેણે પ્રતિમાને તેમાં દાટી દીધી....દિલમાં ગભરાટ સાથે તેણે ચારેકોર નજર કરી....ત્યાં જ તે ધ્રુજી ઉઠી....

તેની પછવાડે જ તેણે એક સાધ્વીજી મહારાજને જોયાં તેમનું નામ જયશ્રી.

સૌમ્ય મુખાકૃતિ....

કરુણા–નીતરતાં નયનો....

યૌવન પર યોગિનીનાં વસ્ત્રો....

'ભદ્રે! તેં આ શું કર્યું?' વાત્સલ્યપૂર્ણ શબ્દોમાં સાધ્વીજીએ કનકોદરીને પૂછ્યું. કનકોદરી મૌન રહી. શું જવાબ આપે! તેનું અંગેઅંગ કંપી ઉઠ્યું.

'પરમકૃપાળુ પરમાત્માની પ્રતિમાને તેં ઉકરડામાં દાટીને કેવું ભયાનક પાપ બાંધ્યું, તેનો જરા તું ખ્યાલ કર. આ જીવનમાં પણ આનાં માઠાં પરિણામ ભોગવવાં પડશે, પરલોકમાં તો આનું જે પરિણામ આવશે તે સહ્યું નહિ જાય....'

કનકોદરીનું મુખ શરમથી નીચું ઢળી ગયું. અંગૂઠાથી

તે ધરતીને ખોતરવા લાગી. તેની પાસે જવાબ ન હતો. તેની પાસે બોલવાની હામ કે શબ્દો ન હતા. સાધ્વીજીના શબ્દોએ તેની મલિન વૃત્તિઓને ધોઈ નાંખી. તેનું હૃદય કોમળ બની ગયું. તેને પોતાની ભૂલ સમજાણી. તુરત જ તેણે ઉકરડામાં દાટેલી પ્રતિમાને લઇ લીધી અને કરંડિયામાં મૂકી તે પાછી વળી. સાધ્વીજી મહારાજને વંદના કરી તે ઉદ્યાન તરફ વળી.

સુલેખા ભય અને ઉત્સુકતાથી કનકોદરીની પ્રતીક્ષા કરતી હતી. જ્યાં તેણે કનકોદરીને આવતી જોઈ, તરત જ તે ઝડપથી તેની પાસે ગઈ.

'કેમ, કામ સફળ ?' સુલેખાએ પૂછ્યું. કનકોદરી મૌન રહી. એણે એક શબ્દ પણ બોલ્યા વગર નગરનો રસ્તો લીધો. સુલેખાને કંઇ સમજાયું નહિ. અનેક શંકા કુશંકાઓ કરતી તે કનકોદરીની પૂંઠે ચાલવા લાગી.

રાજમહેલમાં દીવાઓ પ્રગટી ચૂકયા હતા. કનકોદરી પોતાના મહેલમાં ન જતાં સીધ જ લક્ષ્મીવતીના મહેલમાં પહોંચી. ત્યાં તો સહુ વિહ્વળ છે. ચોકીદારો, દાસીઓ રાજા....સર્વે ચિંતામગ્ન છે. પ્રતિમાજી ન મળે ત્યાં સુધી લક્ષ્મીવતીએ ખાવા-પીવાનું ત્યજી દીધું છે અને મંદિરમાં શ્રી પંચપરમેષ્ઠિ ભગવંતોના ધ્યાનમાં લીન છે.

કનકોદરી મંદિરમાં દાખલ થઈ. કરંડિયામાંથી પ્રતિમાજીને કાઢી તેણે સિંહાસન પર આરૂઢ કર્યાં... અને લક્ષ્મીવતીના ખોળામાં માથું મૂકી તે ધ્રૂસકે ને ધ્રૂસકે રડી પડી.

લક્ષ્મીવતીએ આંખ ખોલી....સિંહાસન પર પ્રતિમાજી જોયાં. ખોળામાં કનકોદરીને ચોધાર આંસુએ રડી રહેલી જોઈ.

'બહેન....આ શું કરો છો ?' લક્ષ્મીવતીએ પોતાના બે હાથમાં કનકોદરીના મુખને લેતાં કહ્યું. કનકોદરી બોલી શકતી નથી. તેનું હૈયું પાપના પશ્ચાત્તાપમાં દારુણ રૂદન કરી રહ્યું હતું. તેના મુખ પર શોક....ગ્લાનિ અને ખેદની રેખાઓ ઉપસી આવી હતી. તેની આંખોમાંથી આંસુની ધાર વહી રહેલી હતી.

'પણ....આટલું બધું દુઃખ શા માટે ?' લક્ષ્મીવતીએ કનકોદરીને પોતાની સામે બેસાડી; એની રડતી આંખો સામે મીટ માંડીને તેણે ફરી પૂછ્યું, થોડીક ક્ષણો મૌન વીતી ગઈ.

'મેં ઘોર પાપ કર્યું છે...' કનકોદરીએ ડૂસકાં લેતાં કહ્યું. લક્ષ્મીવતી મૌન રહી.

'પ્રતિમાજીને મેં ઉપડાવી લીધી હતી અને....' બોલતાં તે મોટા સ્વરે રડી પડી.

રાજા, અમાત્ય, દાસ-દાસીઓ અને ચોકીદારો....બધા ભેગા થઈ ગયા હતા. લક્ષ્મીવતીએ રાજા સિવાય બધાને ચાલ્યા જવાનો ઈશારો કરી દીધો. સહુ ચાલ્યા ગયા. લક્ષ્મીવતી સમગ્ર પરિસ્થિતિ કળી ગઈ. તેણે વાતને આટલેથી જ અટકાવી દેતાં કહ્યું.

'બહેન...તમારો દોષ નથી. કર્માધીન જીવ આવું ક્યારેક કરી બેસતો હોય છે....'

'મારી જ ગંભીર ભૂલ છે. મારાથી તમારો ઉત્કર્ષ સહન ન થયો. તમારે ત્યાં થતી ધામધૂમ મારાથી સહી ન ગઈ... મેં તમને બદનામ કરવાના પ્રયત્નોમાં કમીના ન રાખી.... પણ તેમાં હું ફાવી નહિ.... અને અંતે મેં આવો હિચકારો પ્રયત્ન કર્યો...' કનકોદરીએ હૈયું ઠાલવી દીધું.

'બહેન, જે બનવાકાળ હતું તે બની ગયું. હવે ખેદ ન કરવો. છદ્મસ્થ આત્મા જો ભૂલ નહિ કરે તો કોણ કરશે? ભૂલ થવી એ ગુનો નથી, પરંતુ ભૂલને છૂપાવવી તે ગુનો છે, તમે સરળ છો. તમને તમારી ભૂલ સમજાણી એ જ તમારી યોગ્યતા છે. એ જ તમારી મહાનતા છે.'

'ના, મારી કોઈ યોગ્યતા નથી–મારી કોઈ મહાનતા નથી. ઉપકાર છે પેલાં સાધ્વીજી મહારાજનો, તે જો મને ન મળી ગયાં હોત...તેમણે જો કૃપા કરીને મને ઉભી ન રાખી હોત તો હું આ કુકૃત્યમાંથી પાછી ન પડત...'

'કોણ હતાં એ સાધ્વીજી મહારાજ?' લક્ષ્મીવતીએ ઉત્સુકતાથી પૂછ્યું.

'મેં તેમનું નામ તો નહોતું પૂછ્યું.... પરંતુ હજુય તેમની સૌમ્ય મુખાકૃતિ....કરુણા નીતરતાં લોચન....મારી આંખો સામે તરવરે છે....તેમનાં હિતકારી વચનો હજુય મારા કાનમાં સંભળાઇ રહ્યાં છે...' મનોમન કનકોદરીએ સાધ્વીજીને વંદના કરી.

'તો તો આપણે તેઓશ્રી પાસે જરૂર જઈએ. તેઓ આ નગરમાં જ પધાર્યા છે ને?'

'હા, તેઓ નગરમાં જ પ્રવેશ્યાં છે.'

કનકોદરીનું હૃદય મૃદુ બની ગયું. આજે તેને કોઈ ભવ્ય જીવનનો આરંભ થતો દેખાયો. લક્ષ્મીવતી પ્રત્યે તેના અંતઃકરણમાં સદ્‌ભાવ જાગ્યો. પરમાત્મા શ્રી જિનેશ્વરદેવ પ્રત્યે તેનો આત્મા ભક્તિભીનો બની ગયો.

રાત્રીનો પ્રારંભ થઈ ગયો હતો. મહેલમાં સર્વત્ર આનંદનું મોજું ફરી વળ્યું હતું....પરંતુ હજુ એક આત્માને જંપ નહોતો વળ્યો.

તે હતી સુલેખા.

સુલેખાના ચિત્તમાં અનેક ઉથલપાથલો થઈ રહી હતી. કનકોદરીના દુષ્કૃત્યમાં પોતે ભાગીદાર બની છે તેનું દુઃખ હૈયાને સતાવી રહેલું છે. તેણે એ પણ જાણ્યું કે કનકોદરી ક્ષમાપના દ્વારા વિશુદ્ધ બની છે જ્યારે પોતે હજુ પાપની મલિનતા ધોઈ શકી નથી.

તે પોતાના ખંડમાં આંટા મારે છે....પલંગમાં પડે છે...કંઈક ગાવા મથે છે....એમ કરીને તે પોતાનું પાપ ભૂલવા પ્રયત્ન કરે છે, પરંતુ જેમ જેમ તે ભૂલવા પ્રયત્ન કરે છે તેમ તેમ પાપના પ્રચંડ ઓળા તેને વધુ સતાવે છે, તેના ચિત્તમાં અનેક વિકલ્પો ઉઠી રહ્યા છે.

'શું, કરૂં ? ક્યાં જાઉં ? હું પણ લક્ષ્મીવતી પાસે જાઉં ? એની ક્ષમા માગી આવું ? પણ એ શું ધારશે ? મેં શ્રાવિકાનો વેશ સજીને એને ઠગી છે....એ મને કેવી માનશે ? ના, ના, પણ કનકોદરીએ મારો વૃત્તાંત કહી તો દીધો જ

હશે....હવે કંઇ છૂપું નથી....અને....જ્યાં સુધી હું પાપને છુપાવવા પ્રયત્ન કરીશ ત્યાં સુધી મારા જીવને શાંતિ નહિ વળે...'

મધ્યરાત્રી થઇ હતી. તે પોતાના ખંડમાંથી બહાર નીકળી. ધીમે પગલે તે લક્ષ્મીવતીના મહેલને દ્વારે આવી.

'કોણ છે?' ચોકીદારે સુલેખાને ઉભી રાખી.

'હું સુલેખા.' ધીમા અવાજે સુલેખાએ ઉત્તર આપ્યો.

'અત્યારે ક્યાં?'

'મહાદેવીના મહેલમાં જવું છે.' નજીક આવેલા ચોકીદારને સુલેખાએ કહ્યું. ચોકીદાર સુલેખાને ઓળખતો હતો. લક્ષ્મીવતીની સાથે અવારનવાર સુલેખાને પ્રભુભક્તિમાં તેણે જોઇ હતી અને કનકોદરીની એ સખી છે એ પણ એના ખ્યાલમાં હતું. તેણે સુલેખાને જવા દીધી.

સુલેખા સડસડાટ મહેલનાં પગથિયાં ચડી ગઈ. લક્ષ્મીવતીના શયનગૃહ પાસે પહોંચી અને દરવાજા પર ધીમા ટકોરા માર્યા.

શયનગૃહમાં લક્ષ્મીવતી જાગતી જ હતી. આજે તેને નિદ્રા આવતી ન હતી. કનકોદરીની સરળતા અને પાપના ઇકરારે....લક્ષ્મીવતીનું ચિત્ત હરી લીધું હતું. સજ્જન આત્માઓની વિશેષતા છે! કોઇ છદ્મસ્થ આત્મા ક્યારેક ભૂલ કરી બેસે તો ગાંઠ ન વાળી રાખે, પરંતુ એ આત્મા ભૂલનો ઇકરાર....પ્રાયશ્ચિત્ત કરે....તે ગુણને જ સ્મૃતિમાં રાખે છે. લક્ષ્મીવતી કનકોદરીના દુષ્કૃત્યને યાદ નથી કરતી

પરંતુ કનકોદરીના ગુણુને યાદ કરતી ઉંઘતી નથી! દરવાજા પર ટકોરા પડતાં તેણે દ્વાર ખોલ્યાં :

'કોણ?'

'હું સુલેખા.'

'અત્યારે?'

'હા....' સુલેખા અંદરમાં દાખલ થઇ લક્ષ્મીવતીનો હાથ પકડી અંદર લઇ ગઇ....અને લક્ષ્મીવતીનાં ચરણોમાં ફસડાઈ પડી. લક્ષ્મીવતીના પગ પર તેણે ચોધાર આંસુઓની વર્ષા કરી.

'અરે....પણ છે શું? આટલી બધી વ્યથા શાની?' સુલેખાની પીઠ પર હાથ ફેરવતી લક્ષ્મીવતીએ કહ્યું. પરંતુ લક્ષ્મીવતીના શબ્દોએ તો સુલેખાના રૂદનને વધારી દીધું!

'અરે, પણ અત્યારે કોઇ સાંભળશે તો....'

'ભલે સાંભળે....મને રડી લેવા દો માતા....' રડતી સુલેખા બોલી.

'તારે શું દુઃખ છે એ તો કહે?'

'દુઃખ નથી, પાપનો ડંખ છે....'

'પાપ? શાનું પાપ?'

'ચોરીનું....દ્રોહનું...પરમાત્માની અશાતનાનું.'

'સુલેખા, એમાં તારો દોષ ન હતો.'

'આપ ઉદાર છો. આપને મારો દોષ નહિ લાગે પરંતુ મેં આપની સાથે ઠગાઇ કરી છે દેવી....' સુલેખાની આંખોમાંથી આંસુ વહી રહ્યાં હતાં અને તે બોલી રહી હતી.

'દેવી કનકોદરીને મેં સાથ ન આપ્યો હોત તો આવું કંઇજ ન બનત.'

'જે બનવાકાળ હોય છે તેને કોણ મિથ્યા કરી શકે છે સુલેખા? હવે શોક ન કર. મનુષ્યના જીવનમાં આવી ભૂલો થતી જ હોય છે. એ ભૂલોને દૂર કરવા માટે જ પરમાત્માની ભક્તિ કરવાની છે. પરમાત્માનું શરણ સ્વીકારવાનું છે.'

'મને મારા પાપનું પ્રાયશ્ચિત્ત આપો.'

'પ્રાયશ્ચિત્ત મારે આપવાનું ન હોય ગાંડી! આવતી કાલે સવારે આપણે બધા યે એક જ્ઞાની સાધ્વીજી મહારાજ પાસે જવાનું છે, તેમની પાસેથી પ્રાયશ્ચિત્ત લઇ લેજે. જા હવે અત્યારે ઘણું મોડું ગયું છે, સૂઈ જા.'

દ્વારપાલે ત્રણના ટકોરા માર્યા.

સુલેખા ધીમે પગલે ત્યાંથી નીકળી અને પોતાને સ્થાને આવી. તેનું ચિત્ત ઉદ્વિગ્ન હતું તે શાંત બન્યું પરંતુ તેની ઉંઘ તો ઉડી જ ગઈ. લક્ષ્મીવતીની કરુણાદૃષ્ટિ પર તે ઓવારી ગઇ.

થોડીકવાર લક્ષ્માવતીના વિચારો....થોડીક વાર કનકોદરીના વિચારો...તો થોડીક વાર પરમાત્માના વિચારો કરતી કરતો તેણે રાત પસાર કરી.

પ્રભાત થતાં કનકોદરી સુલેખાના ખંડ આગળ આવી. 'સુલેખા....' કહેતી સુલેખાએ દ્વાર ખખડાવ્યું. 'આવી....' કહેતી જ સુલેખાએ દ્વાર ખોલ્યું.

'વસ્ત્ર બદલી લે. આપણે સાધ્વીજી મહારાજ પાસે જવાનું છે.'

સુલેખા ઝડપથી વસ્ત્રપરિધાન કરી લઇ કનકોદરીની સાથે લક્ષ્મીવતીના મહેલે પહોંચી.

'ચાલો, હું પણ તૈયાર જ છું પરંતુ આપણે થોડીક વાર રાહ જોવી પડશે. મેં દ્વારપાલને તપાસ કરવા મોકલ્યો છે કે 'સાધ્વીજી મહારાજ ક્યાં ઉતર્યા છે.'

ત્યાં તો મહારાજા પણ તૈયાર થઇને આવી ગયા. થોડીક વારમાં દ્વારપાલ પણ આવી ગયો. મહારાજાને પ્રણામ કરી તેણે કહ્યું :

'મહારાજ ! સાધ્વીજી મહારાજ વિશાળ પરિવાર સાથે ઉત્તર દિશામાં સુનંદ સાર્થવાહની અશ્વશાળામાં બિરાજે છે.'

રથ તૈયાર હતા. એક રથમાં મહારાજા આરૂઢ થયા અને બીજા રથમાં લક્ષ્મીવતી, કનકોદરી અને સુલેખા બેઠાં. રથ સુનંદ સાર્થવાહના મહાલય તરફ દોડવા લાગ્યો.

કનકપુરમાં સુનંદ સાર્થવાહ મહાન ધનાઢ્ય ગણાતો, એટલું જ નહિ પરંતુ એની ઉદારતા, જનપ્રિયતા અને અતિથિસત્કાર પણ એકી અવાજે ગવાતાં. આર્યા જયશ્રી પરિવાર સાથે એ સુનંદ સાર્થવાહની અશ્વશાળામાં મુકામ કરીને રહ્યાં હતાં. સુનંદે ખૂબ બહુમાનપૂર્વક આર્યા જયશ્રીને મુકામની અનુજ્ઞા આપી હતી. સુનંદને ખબર મળી ગઈ હતી કે મહારાજા પરિવાર સાથે પોતાના ઘેર પધારે છે. એટલે મહારાજાનું સ્વાગત કરવા તે તૈયાર થઇને જ

ઉભો હતો.

રથ સુનંદના મહાલયના આંગણે આવી ઉભો.

'મહારાજાનો જય હો.' સુનંદે સોના–રૂપાનાં પુષ્પોથી મહારાજાનું સ્વાગત કર્યું, મહારાજાએ પણ સ્મિતપૂર્વક સુનંદનો સત્કાર ઝીલ્યો. સુનંદ રાજપરિવારને લઈ પોતાની વિશાળ અને ભવ્ય અશ્વશાળા તરફ ચાલ્યો.

અશ્વશાળામાંથી પ્રભાતના સ્વાધ્યાયનો મધુર ધ્વનિ ઉઠી રહ્યા હતો. પરિવાર સાથે સુનંદે અશ્વશાળામાં 'નિસીહિ-....' કહીને પ્રવેશ કર્યો.

સામે જ અનેક આર્યાઓથી પરિવરેલાં આર્યા જયશ્રીને બિરાજેલાં જોયાં. સહુએ 'મત્થએણ વંદામિ' કહીને આર્યાને વંદન કર્યા.

આર્યા જયશ્રીએ પણ 'ધર્મલાભ' નો આશીર્વાદ ઉચ્ચાર્યો.

સર્વેએ પુનઃ વંદના કરી યોગ્ય જગા લીધી.

'આપના પુણ્યદેહે નિરામયતા વર્તે છે ને?' રાજા કનકરથે સુખશાતા પૂછી.

'રાજન્! દેવગુરુની કૃપાથી અમારી સંયમયાત્રા સુખપૂર્વક વર્તે છે; અને એમાંય તમારા જેવા ધર્માનુરાગી રાજાના રાજ્યમાં અમને કોઈ વિઘ્ન શાનું હોય?'

'પૂજ્ય! આપે મારા કુળ પર મહાન ઉપકાર કર્યો છે. અધોગતિના માર્ગે જતું અટકાવી ઉર્ધ્વગતિ તરફ દોર્યું છે....' કનકરથે કૃતજ્ઞભાવે કહ્યું.

'શ્રમણોપાસક રાજન્ ! એમાં અમે શું ઉપકાર કર્યો છે ? અમે તો અમારું કર્તવ્ય બજાવ્યું છે. દરેક આત્મા પોતાની યોગ્યતા અનુસાર આગળ વધતો હોય છે....પાપથી અટકતો હોય છે.'

'ના જી. અવિનય ક્ષમા કરશો. પરંતુ જીવની યોગ્યતા ગમે તેટલી હોય, છતાં જો તે યોગ્યતાને વિકસાવનાર મહાન આલંબન ન મળે તો તે યોગ્યતા તદવસ્થ રહે છે.' કનકરથે નિમિત્તની પ્રધાનતા બતાવતાં કહ્યું.

'રાજન્ ! તમારા હૃદયમાં રહેલો દેવગુરુ પ્રત્યેનો અવિહડ રાગ તમને આ સમજ આપે છે, અને તે યથાર્થ છે'

મૌન પથરાયું.

'પૂજ્ય, કૃપા કરીને મારા પાપનું પ્રાયશ્ચિત્ત આપો.' કનકોદરીએ મસ્તકે અંજલી જોડીને પ્રાર્થના કરી.

'મહાનુભાવ ! અયોગ્ય માર્ગથી તમે પાછા વળી ગયા ત્યારથી જ તમે તમારા આત્માની વિશુદ્ધિ કરી રહ્યા છો છતાં ગીતાર્થ આચાર્ય ભગવંત પાસેથી તમારે પ્રાયશ્ચિત્ત લઈ લેવું, કારણ કે પ્રાયશ્ચિત્ત આપવાનો અધિકાર તેઓશ્રીને હોય છે.

'મોટું પ્રાયશ્ચિત્ત તો એ છે કે હવે તમારે પરમાત્મા શ્રી જિનેશ્વરદેવના અપૂર્વ મોક્ષમાર્ગની આરાધનામાં જોડાઈ જવું અને આ નશ્વર દેહમાંથી શાશ્વત ધર્મની આરાધના લેવી.'

'પ્રભુ! પછી શું થયું?' 'અમિતગતિ' વિદ્યાધર-મુનિના મુખે એકરસ બનીને સાંભળી રહેલી અંજના અને વસંતતિલકાએ પૂછ્યું.

'પછી એ કનકોદરી અને સુલેખાએ ઉત્તમ શ્રાવિકા-જીવન જીવવું શરૂ કર્યું....અંતે મૃત્યુ થયું અને તે સૌધર્મ દેવલોકમાં ગઈ.'

'પછી?'

'ત્યાંથી કનકોદરીનો જીવ રાજા મહેન્દ્રની પુત્રી અંજના તરીકે અને સુલેખાનો જીવ તે વસંતતિલકા તરીકે....'

'હેં?' બંને સખીઓ બોલી ઉઠી....

૭

## હનુમાનજીનો જન્મ

બંને સખીઓ મહામુનિ પાસેથી પોતાના પૂર્વભવને સાંભળીને સ્તબ્ધ બની ગઈ, ચિત્તમાં અનેક વિચારો જાગ્યા અને શમી ગયા. ત્યાં વસંતતિલકાએ હાથ જોડીને વિનમ્રભાવે પૂછ્યું :

'ભગવંત, આ મારી સખીના ગર્ભમાં કયો જીવ છે? એ કૃપા કરીને ન કહો ?'

મહામુનિએ સ્વસ્થ બની કહ્યું :

'હે સુશીલે ! અંજનાના ગર્ભમાં એક ઉત્તમ જીવ આવેલો છે. તેના પૂર્વભવોનો વૃત્તાંત ઘણો જ મોટો છે. પરંતુ અહીં હું તમને ટૂંકમાં જ કહીશ.'

મંદર નામનું નગર.

પ્રિયનંદી નામે ત્યાં એક વણિક વસે.

જયા નામની તેની શીલવંતી પત્ની.

કાળક્રમે જયાએ એક પુત્રને જન્મ આપ્યો. તેનું નામ દમયંત.

ગુણની ખાણ, કળાનો ખજાનો.

એક દિવસ દમયંત ઉદ્યાનમાં ફરવા ગયો. ત્યાં તેણે સાધુઓને જોયા. અધ્યયનમાં લીન અને ધ્યાનમાં મસ્ત.

દમયંતે તેમની પાસેથી ધર્મ સાંભળ્યો, સમકિત લીધું, નિયમો લીધા.

બસ, દમયંત શ્રદ્ધાવંત શ્રાવક બન્યો.

દાન દે છે.

તપ તપે છે.

શીલ પાળે છે.

મૃત્યુ થયું. બીજા દેવલોકનો તેજસ્વી દેવ થયો.

દેવલોકમાંય કયાં કાયમી રહેવાય છે? ત્યાંથી તેનું ચ્યવન થયું.

મૃગાંક નગરમાં હરિચન્દ્ર નામનો રાજા,

તેની પ્રિયાંગુલક્ષ્મી રાણીની કુક્ષીએ પુત્ર તરીકે જન્મ્યો. તેનું નામ સિંહચન્દ્ર.

પરમાત્મા શ્રી જિનેશ્વર ભગવંતનો ધર્મ આરાધી તેણે જીવન પૂર્ણ કર્યું.

મરીને તે દેવલોકમાં ગયો.

ત્યાંથી પાછો ચ્યવ્યો!

વૈતાઢય પર્વત પર 'વારુણ' નામના નગરમાં સિંહવાહન નામે રાજપુત્ર થયો.

એ વખતે તેરમા તીર્થંકર વિમલનાથનું ધર્મશાસન ચાલતું હતું.

સિંહવાહનને 'લક્ષ્મીધર' નામના મહામુનિનું મિલન થઇ ગયું.

સિંહવાહન વૈરાગી બની ગયો. તેણે ચારિત્ર લીધું.

ચારિત્ર લઇને તેણે તીવ્ર તપશ્ચર્યા કરવા માંડી.

મૃત્યુ થયું....દેવલોકમાં ગયો....

ત્યાંથી ચ્યવીને તારી સખીની કુક્ષીમાં અવતર્યો....

મહામુનિએ પૂર્ણવિરામ મૂક્યું.

'પ્રભુ ! આ પુત્રનું ભાવિ....?' અંજનાએ પૂછ્યું.

'ગુણોનો ભંડાર....શક્તિનો અપૂર્વ પ્રવાહ...વિદ્યાધરોનો અધિપતિ....ચરમ શરીરી....'

મહામુનિએ....ચાર વિશેષતાઓ કહી પુત્રનું સંપૂર્ણ ભાવિ કહી દીધું !

'ભગવંત, હવે અમારે આમ ક્યાં સુધી...'

'હવે તમારું એ પૂર્વનું પાપકર્મ લગભગ ખતમ થઇ ગયું છે. હવે દુઃખના દિવસો ચાલ્યા ગયા છે માટે પરમાત્મા શ્રી જિનેશ્વરદેવના ધર્મને હૃદયમાં સ્થાપિત કરી એની જ આરાધનામાં લીન રહો. અંજનાના મામા અહીં આવશે અને તમને તેમના ઘેર લઈ જશે. પછી અલ્પકાળમાં જ અંજનાને એના પતિનો મેળાપ થશે.'

બસ, આટલું કહીને એ વિદ્યાસંપન્ન મહામુનિ ત્યાંથી આકાશમાર્ગે ચાલ્યા ગયા. બંને સખીઓ આકાશ તરફ જોઈ રહી અને મુનિ તો ઘણા દૂર નીકળી ગયા.

'વસંતા ! મરુભૂમિમાં પણ ભાગ્યશાળી આત્માને

કલ્પવૃક્ષ મળી આવે તે આનું નામ !' અંજનાના હૃદયમાં આનંદ ઉભરાયો.

'કેવા કરુણાના સાગર જેવા એ મહાત્મા હતા! ખરેખર, આપણો પૂર્વભવ સાંભળીને હું તો કંપતાઈ જ ગઈ....જનમ જનમ ભટકતાં જીવે અજ્ઞાનતામાં આવાં તો કંઇ પાપો કર્યાં હશે....એનાં દારુણ પરિણામો પણ ભોગવ્યાં હશે....'

'માટે તો સંસાર છોડવા જેવો છે. જ્યાં સુધી આ સંસારની મોહમાયાનાં બંધનોમાં રહીશું ત્યાં સુધી પાપો થવાનાં જ. અને પાપ થવાનાં એટલે એનાં કટુ વિપાકો પણ સહન કરવા પડવાના જ.' અંજનાનું હૃદય સંસાર-સ્વરૂપને પિછાની રહ્યું.

બંને સખીઓ વૈરાગ્યરસમાં ઝીલી રહી હતી ત્યાં સિંહની ભયંકર ગર્જના સંભળાઈ. બંને સખીઓ ધ્રુજી ગઇ. ગુફાના દ્વાર તરફ દૃષ્ટિ કરી. ત્યાં તો એક ભીષણ સિંહ જોયો.

ધરતીમાં તિરાડ પડી જાય તે રીતે તે પોતાના પૂછડાને પછડાતો હતો.

લોહીથી તેનું મોં ખરડાયેલું હતું. ગર્જનાથી દિશાઓને ગજાવી રહ્યો હતો. લોખંડના અંકુશ જેવા તીક્ષ્ણ તેનાં નખ હતા. બંનેએ આંખો બંધ કરી દીધી. પૂર્ણ શ્રદ્ધાથી શ્રી નમસ્કાર મહામંત્રનું ધ્યાન ધરવા લાગી. ત્યાં એક નવો ચમત્કાર સર્જાયો!

ગુફામાં એક વિકરાળ 'અષ્ટાપદ' પ્રગટ થયો. અષ્ટાપદ

એટલે સિંહનો દારુણ દુશ્મન ! અષ્ટાપદે છલાંગ મારી, સિંહ પર ત્રાટક્યો. ક્ષણવારમાં તો સિંહના પ્રાણ ઊડી ગયા.

અષ્ટાપદ અંજના તરફ વળ્યો. અંજના તો આંખો બંધ કરીને નમસ્કાર મહામંત્રમાં લીન હતી. અષ્ટાપદ અંજનાની નજીક આવ્યો. ઉભો રહ્યો...એના શરીરમાં પરિવર્તન થવા લાગ્યું....થોડીક ક્ષણોમાં તો અષ્ટાપદના સ્થાને મનોહર આકૃતિવાળો એક દેવ ઉપસ્થિત થઇ ગયો. વળી થોડી ક્ષણો વીતી....એક દિવ્ય દેહધારી દેવી ત્યાં પ્રગટ થઇ.

દેવ અને દેવીએ અંજનાને ધ્યાનમાંથી જગાડી. બે હાથ જોડી પ્રણામ કર્યા. અંજનાએ પ્રણામ કર્યા.

'આપ કોણ છો અને શા માટે આવ્યા છો ?' અંજનાએ પૂછ્યું.

'મારું નામ મણિચૂલ. હું ગંધર્વ દેવ છું અને આ ગુફાનો સ્વામી છું.' દેવે પોતાની ઓળખ આપી.

'મારા ઘેર આવેલી મહાસતિ પર આપત્તિ જોઈ, મેં અષ્ટાપદનું રૂપ સિંહને ખત્મ કર્યો....'પોતાને પ્રગટ થવાનું કારણ બતાવ્યું.

'હવે તમે નિશ્ચિંત રહો. આ ગુફામાં તમે સુખપૂર્વક રહો. હું તમારી રક્ષા કરીશ....'

પ્રાણને પણ હોડમાં મૂકીને કરેલા શીલનાં જતન ! તેના ચરણે દેવો પણ નમે તેમાં નવાઈ શી ? મણિચૂલ અવધિજ્ઞાની દેવ હતો અંજનાના સતીત્વ પ્રત્યે તેના હૃદયમાં

ભરપૂર અનુરાગ જન્મ્યો. અંજનાને પોતાની ગુફામાં રહેવાની અનુજ્ઞા આપી. તેણે અંજનાના દુઃખી દિલનું રંજન કરવા એક સુંદર કાર્યક્રમ ગોઠવ્યો.

મણિચૂલ ગંધર્વ દેવ હતો. ગાવામાં ને બજાવવામાં ત્રિભુવન–મશહૂર! પતિ–પત્નીએ ગીતગાન શરૂ કર્યાં.

શ્રી જિનેશ્વર ભગવંતની સ્તવના આરંભી. નહિ રાગની ખામી, નહિ તાલની ખામી, નહિ ગાવાની ખામી કે નહિ વાજિંત્રવાદનની ખામી!

થોડીક વાર પહેલાંના ભીષણ વાતાવરણને દેવ–દેવીએ પલવારમાં પલટી નાંખ્યું. સૂકાઈ ગયેલી વનરાજી ખીલી ઉઠી. કરમાઈ ગયેલા છોડ પર પુષ્પો બેઠાં. જંગલનાં નિર્દોષ પશુ–પંખીઓ પણ ગુફાના દ્વારે ટોળે વળ્યાં. ગુફાના પાષાણોમાં વાચા પ્રગટી....

અંજનાનું દિલ ડોલી ઉઠયું. દેવ–દેવીની પ્રભુસ્તવના પર તે પ્રસન્ન થઇ ગઇ. દુઃખ ભૂલાઇ ગયું....સુખ ઉભરાઇ ઉઠયું........

અંજનાને પ્રસન્નવદના થયેલી જોઈ મણિચૂલ ગંધર્વે સ્તવના પૂર્ણ કરી. મહાસતિને પુનઃ પ્રણામ કર્યાં. અને જવાની રજા માંગી.

મણિચૂલના ગયા પછી અંજનાએ વસંતતિલકા સામું જોયું. વસંતતિલકા ગુફાના દ્વાર તરફ અનિમેષ દૃષ્ટિએ જોઈ રહી હતી. તે કોઈ ગહન વિચારમાં ગરકાવ થયેલી હતી.

'બહુ ઊંડા વિચારમાં ઉતરી ગઈ છે કાંઈ?' વસંતાના ખભે હાથ મૂકી અંજનાએ પૂછયું.

એવું તો ખાસ કાંઈ નથી, પરંતુ મને એમાં કંઈ સમજ પડતી નથી....'

'શામાં?'

'આ બધી પરિસ્થિતિમાં....'

'કઈ પરિસ્થિતિ?'

'જ્યારે દેવો તારા સતીત્વનાં મહાન મૂલ્યાંકન કરે છે, ત્યારે સ્વજન ગણાતા મનુષ્યો સતીત્વનાં મૂલ્યાંકન તો નહિ પરંતુ ઉપરથી બદનામ કરે છે!'

એ તો પ્રારબ્ધની લીલા છે ને બેન....?'

'બીજું ઘડીકમાં સુખની છાંય અને ઘડીકમાં દુ:ખના તીવ્ર તાપ....આ પણ વિચિત્રતા ન સમજાય તેવી છે....'

'વસંતા, એમાં ન સમજાય એવું કંઇ નથી. ઘડીકમાં આપણે પુણ્યકરણી અને ઘડીકમાં પાપાચરણો નથી કરતાં? એમાંય પુણ્યકરણીની ક્ષણો થોડી પાપાચરણની ક્ષણો વધુ. એનું પરિણામ એ જ આવે કે સુખની ક્ષણો થોડી....દુઃખનો કાળ લાંબો.' અંજનાએ વસંતાને સુખ–દુઃખનાં કારણો સમજાવ્યાં. 'વળી, તું કેમ ભૂલી જાય છે? થોડાક સમય પહેલાં જ જ્ઞાની ગુરુ મહારાજે આપણા પૂર્વભવને સંભળાવ્યો, તે શું આપણા ચિત્તનું સમાધાન કરવા પૂરતો નથી?' અંજનાએ વસંતાની મૂંઝવણ ઉકેલી નાંખી.

'હવે આપણે અહીં જ રહેવાનું છે, એટલે એ રીતે

ગુફાને વ્યવસ્થિત કરી દેવી જોઇએ.' વસંતતલિકાએ ગુફામાં દૃષ્ટિ ફેરવી, પરંતુ એને કંઇ વ્યવસ્થિત કરવા જેવું લાગ્યું જ નહિ. મણિચૂલ ગંધર્વ ગુફાને વ્યવસ્થિત કરીને જ ગયો હતો.

'બીજું બધું જ વ્યવસ્થિત છે વસંતા, એક જ ખામી છે.'

'શું ?'

'પરમાત્માના પૂજન માટે પ્રતિમાજી નથી.'

'આહ્‌....અહીં પ્રતિમાજી ક્યાંથી મળે ?' વસંતાએ કહ્યું.

'જો ચીકણી માટી મળી જાય તો આપણે પ્રતિમાજી બનાવી લઇએ.'

'હું તપાસ કરું....' વસંતા ગુફાની બહાર નીકળી, સરોવરના તટ પર ગઈ. તપાસ કરતાં કરતાં માટી મળી ગઈ....કાળજીપૂર્વક બહુમાનથી તે માટી લઈ અંજનાની પાસે આવી. અંજનાએ શિલ્પકળા હસ્તગત કરેલી હતી. માટીમાંથી તેણે સુંદર....સુડોળ પ્રતિમાજીનું સર્જન કર્યું. શ્રી નમસ્કાર મહામંત્રના ધ્યાનપૂર્વક પ્રતિમાજીને તેણે સુયોગ્ય સ્થાને સ્થાપિત કર્યા.

બસ ! પછી તો વસંતતિલકા રોજ સરોવરમાંથી ખીલેલાં કમળો લઇ આવે છે અને બન્ને સખીઓ ભાવપૂર્વક પરમાત્માનું પૂજન કરે છે.

દિવસો વીત્યે જાય છે. અંજનાનો ગર્ભ વૃદ્ધિ પામતો જાય છે. એક દિવસ અંજનાએ પુત્રને જન્મ આપ્યો. વસંતતિલકાએ સૂતિકર્મ કર્યું. પુત્રને પોતાના ખોળામાં

લઈ અંજનાસુંદરી રડી પડી. તેનું દિલ ભરાઈ આવ્યું. પુત્રના સામું જોઈ તેણે વિલાપ કરવા માંડયો.

'મહાત્મા! આ જંગલમાં હું તારો જન્મમહોત્સવ શી રીતે કરું? હું પુણ્યરહિત અભાગી છું....' વસંત-તિલકાની આંખો આંસુથી ઉભરાઈ ગઈ. તેનું મન કહી રહ્યું હતું: જો આ પુત્રનો જન્મ રાજમહેલમાં થયો હોત તો આજે આખું રાજ્ય હર્ષના અવાજથી ગાજી ઉઠત. અંજનાનો ઉમંગ આકાશને આંબી જાત....પરંતુ દુર્ભાગ્યના પરચા કેવા કારમા છે....જેનું ભાવિ મહાન છે,....જે આત્માનો સંસારમાં આ અંતિમ ભવ છે....એ આવા નિર્જન અરણ્યમાં જન્મે છે....'

અંજના પુત્રને લઈ ગુફાના દ્વાર આગળ બેઠી હતી. આંખમાંથી આંસુની ધારા વહી રહી હતી. અંજનાનો દુ:ખી સ્વર સાંભળીને જંગલનાં નિર્દોષ પશુઓ પણ ત્યાં ભેગાં થઈ ગયાં હતાં. જાણે અંજનાના દુ:ખમાં સહાનુભૂતિ વ્યક્ત કરતાં હતાં.

ત્યાં આકાશમાર્ગે એક વિમાન પસાર થઈ રહ્યું હતું. વિમાનમાં બેઠેલા વિદ્યાધરે નીચેનું દ્રશ્ય જોયું. તેણે વિમાન નીચે ઉતાર્યું. ઝડપથી તે ગુફાના દ્વારે આવ્યો.

'બહેન, તું કોણ છે? અને શા માટે રૂદન કરે છે?' આગંતુક વિદ્યાધરે મધુર વાણીથી અંજનાને પૂછયું. અજાણ્યા પુરુષોને ગુફાના દ્વારે આવેલા જોઈ અંદર કામ કરતી વસંતતિલકા પણ અંજનાની પડખે આવીને ઉભી

હતી. વિદ્યાધરના પ્રશ્નોના ઉત્તર આપવા માટે અંજના તો સમર્થ જ ક્યાં હતી? વસંતતિલકાએ આગંતુક પુરુષોને ઘાસના બનાવેલા આસન પર બેસવા કહ્યું અને અંજનાના લગ્નથી માંડીને પુત્રજન્મ સુધીનો તમામ ઇતિહાસ ગદ્‌ગદ્ કંઠે સંભળાવ્યો.

જેમ જેમ આગંતુક વિદ્યાધર સાંભળતો ગયો તેમ તેમ તેની આંખો ભીંજાવા લાગી....મુખ પર ગ્લાનિ પથરાવા માંડી....શ્વાસોચ્છ્‌વાસ ગરમ ગરમ બનવા લાગ્યો.... વાત જ્યાં પૂર્ણ થઈ ત્યાં તો તે મોટા અવાજે રડી પડ્યો.

'રાજન! અત્યારે તમારે રડવું ન જોઈએ, પરંતુ આ બન્નેનાં દુઃખને દૂર કરવાનો ઊપાય યોજવો જોઈએ.' વિદ્યાધરની સાથે આવેલા બીજા વિદ્યાધર નિમિત્તજ્ઞે કહ્યું.

'હે પુત્રીઓ, હું હનુપુરનગરનો રાજા છું. મારી માતાનું નામ સુંદરીમાલા અને પિતાનું નામ ચિત્રભાનુ. હે અંજના, તારી માતાનો હું સગો ભાઈ થાઊં. મારું નામ માનસવેગ.'

'હેં?' બંને સખીઓ આશ્ચર્યથી રાજા જોઈ રહી. 'હા, તને જીવતી જોઈને મારા આત્માને શાન્તિ મળી છે.' માનસવેગ રાજાએ કહ્યું. અંજનાએ જાણ્યું કે, 'આ મારા મામા છે....' ત્યારે તેનું રુદન ખૂબ વધી ગયું. હીબકી હીબકીને તે રડવા લાગી. સ્વજનને જોઈ પ્રાયઃ વિસારે પડેલું દુઃખ પાછું જાગી જાય છે.

માનસવેગે અંજનાને આશ્વાસન આપ્યું.

'પુત્રી! હવે રોવાની જરૂર નથી. તારા દુઃખના દહાડા વીતી ગયા છે.'

કર્મનાં ઘનઘોર વાદળો ક્યારે ચીરાય, તે કહેવું અજ્ઞાની મનુષ્ય માટે અશક્ય હોય છે. કોને ખબર હતી કે આવા અરણ્યમાં અંજનાને મામાનું મિલન થશે? કોને ખ્યાલ હતો કે હવે અરણ્યવાસનો અંત આવશે?

માનસવેગ વિદ્યાધર રાજાએ પોતાની સાથે આવેલા નિમિત્તજ્ઞને પૂછ્યું.

'હે દૈવજ્ઞ! આ નવજાત પુત્રનું ભાવિ કેવું છે? તે કહો ?'

નિમિત્તજ્ઞે અંજનાના પુત્રનું ભાવિ કહેવા માંડ્યું.

'મહારાજા! શું કહું? અહીં આપણે આવ્યા ત્યારથી હું તો એ બાળકના ભાવિનો વિચાર કરી રહ્યો છું; અને મેં એની જન્મકુંડલી પણ બનાવી દીધી છે!

'આ બાળકનો જન્મ ચૈત્ર વદ આઠમને દિવસે થયો છે. શ્રવણ નક્ષત્ર છે. દિવસનો સ્વામી સૂર્ય છે. મેષરાશિમાં ઉચ્ચ સ્થાને સૂર્યનું ભવન છે. મકરમાં ચંદ્રમા રહેલો છે. વૃષની મધ્યમાં મંગળનું સ્થાન છે. મીન રાશિમાં શશિપુત્ર રહેલો છે. કર્ક રાશિની મધ્યમાં બૃહસ્પતિ ઉચ્ચ ભવન કરીને રહેલો છે. મીન રાશિમાં શનિ અને દૈત્યોનો ગુરુ શ્રેષ્ઠ સ્થાને રહેલો છે....રાજન્! મીન લગ્નનો ઉદય છે અને બ્રહ્મયોગ છે....એનો ફલાદેશ એ છે કે બાળકનું બધું જ શુભ છે. કલ્યાણકર છે!'

'પુરોહિતજી! એ બધું તો ઠીક, પરંતુ તમે કોઈ વાત ચોક્કસ કહી શકો ?'

'હા જી, આ બાળક યૌવનમાં પ્રવેશતાં જ રાજા થશે....પરંતુ રાજ્ય પર એને મમત્વ નહિ હોય. આ એનો છેલ્લો ભવ છે. અહીંથી એ સીધો સિદ્ધિગતિને પ્રાપ્ત કરનારો બનશે.' દૈવજ્ઞે બાળકના ભાવિને પ્રકાશ્યું.

અંજના તો આ બધુ સાંભળીને રાજી રાજી થઈ ગઈ. ઉત્સંગમાં ક્રીડા કરતા બાળકને જુએ છે અને અવનવી લાગણીઓ અનુભવે છે.

'અંજના, ચાલો, હવે તમે બંને પુત્રને લઈને વિમાનમાં બેસી જાઓ.' માનસવેગ ઊભો થયો અને ગુફાને જોવા માટે અંદર પ્રવેશ્યો. અંદરમાં એક એકાંત ખૂણામાં તેણે શ્રી જિનેશ્વર ભગવંતની મૂર્તિ જોઈ.

'અહીં આ પ્રતિમા ક્યાંથી લાવ્યાં તમે ?' પાછળ ચાલતી વસંતાને રાજાએ પૂછ્યું.

'આ પ્રતિમા તો અંજનાએ બનાવી છે! અમે બંને નિત્ય ત્રિકાળ પરમાત્માની પૂજા કરીએ છીએ.' વસંતાએ કહ્યું.

'મામા, આ પરમકૃપાળુ પરમાત્માના જ અચિંત્ય પ્રભાવથી આજે તમે અહીં આવી ચઢ્યા અને અમારા અરણ્યવાસનો અંત આવી ગયો. ખરેખર! જિનેશ્વર ભગવંતની કૃપાનો તાગ પામી શકાય એવો નથી....'

અંજનાના હૃદયમાં ગૂંજી રહેલી પરમાત્મા-ભક્તિની સુરાવલી બહાર રેલાઈ ગઈ. માનસવેગ અંજનાના ભક્ત-

હ્રદય પર પ્રસન્ન થઈ ગયો.

'આપણે આ પ્રતિમાજી સાથે લઈ લેવાનાં છે, હોં....' અંજનાએ વસંતતિલકાને સૂચન કર્યું. વસંતતિલકાએ બહુમાનપૂર્વક પ્રતિમાજીને બે હાથમાં લઈ વિમાનમાં પધરાવ્યાં. પછી અંજના પુત્રને લઈને વિમાનમાં પ્રવેશી. એની પાછળ વસંતતિલકાએ વિમાનમાં પગ મૂક્યો. માનસવેગે વિમાનમાં જ્યાં અંજના બેઠી હતી તેના ઉપરના ભાગમાં રત્નના ઘૂઘરા લટકાવ્યા. અંજનાનો પુત્ર તો ઘૂઘરાનો રણકાર સાંભળીને નાચી ઊઠયો. એની આંખો ઘુઘરા પર મંડાઈ ગઈ. બે હાથ ઘુઘરા લેવા માટે ઊંચા થવા લાગ્યા.

વિમાન આકાશમાં ઉંચે ચઢયું. હનુપુરનગર તરફ ઝડપથી ઉડવા લાગ્યું. અંજનાની દૃષ્ટિ ભૂમિ પરની રમણીયતા જોવામાં લીન હતી, બીજી બાજુ અંજનાપુત્ર પેલા ઘુઘરામાં લીન બન્યો હતો અને એ પકડવા માટે ઉછળી રહ્યો હતો.

અંજનાપુત્ર એકદમ અંજનાના ખોળામાંથી ઉછળ્યો.... હજુ એ ઘુઘરાને પકડે એ પહેલાં તો વિમાન સરકી ગયું અને અંજનાપુત્ર ભૂમિ પર પટકાઈ ગયો....

એટલી ઝડપથી આ બની ગયું કે અંજનાને કે વસંતતિલકાને કંઈ ગમ ન પડી. પરંતુ બીજી જ ક્ષણે અંજનાએ કારમી ચીસ પાડી. બે હાથે તે છાતી કૂટવા લાગી.

'મામા....પુત્ર પડી ગયો.' અંજનાએ માનસવેગનું

ધ્યાન દોર્યું, માનસવેગે વિમાન થંભાવી દીધું. અંજનાને હૈય ધારણ આપી પોતે નીચે નીચે આવ્યા. અંજનાપુત્ર જ્યાં પડયો હતો ત્યાં તો એક મહાન ચમત્કાર સર્જાઈ ગયો હતો !

પુત્ર એક પર્વત પર પડયો હતો પરંતુ ઇન્દ્રના વજ્રથી જેમ પર્વત ભેદાઇ જાય તેમ આ પુત્રના પછડાટથી પર્વતના ચૂરેચૂરા થઇ ગયા હતા અને પુત્ર તો ક્ષેમકુશળ એકબાજુ વનરાજી પર પડયો હતો ! માનસવેગ તો આંખ ફાડીને જોઈ જ રહ્યો. અંજનાના સપૂતે કરેલું પરાક્રમ તેને હેરત પમાડી ગયું. રાજાએ પુત્રને આલિંગન આપી તરત જ લઈ લીધો. પુત્ર તો મરક મરક હસી રહ્યો હતો !

અંજનાએ તો એવું રુદન કરી મૂકયું કે સહુ કંપી ઊઠયાં. જ્યાં મામા પુત્રને હેમખેમ લઇને આવી પહોંચ્યા, કે અંજના કૂદીને ઊભી થઇ, મામાના હાથમાંથી પુત્રને લઈ છાતી સરસો ચાંપી દીધો.

'મારા પુત્રને કંઈ વાગ્યું તો....' ડૂસકાં ખાતી અંજના પુત્રને જુએ છે.

'અરે, તરા પુત્રને વાગ્યું નથી પણ તારા પુત્રે તો વગાડયું છે !'

મામાએ પુત્રનાં પરક્રમ કહ્યાં. અંજના હર્ષથી પુલકિત બની ગઈ.

વિમાન હનુપુરનગરે આવી પહોંચ્યું. પરિજનોએ મંત્રીવર્ગ અને રાજાનું સ્વાગત કર્યું. સહુ અંજનાને અને વસંતતિલકાને જોઇ રહ્યાં. રાજાએ એ બંનેની ઓળખ

આપી, સહુને આનંદ થયો.

ત્યાં તો અંતેપુરમાંથી મહારાણી આવ્યાં. માનસવેગે અંજનાની ઓળખ કરાવી અને પુત્રનો જન્મ-મહોત્સવ ઉજવવાની તૈયારીઓ કરવા માંડી.

બીજી બાજુ અંતેપુરમાં અંજના અને અંજનાના પુત્રનાં ઘણાં માન થવા લાગ્યાં. અંજનાએ અને વસંતતિલકાએ અંતેપુરનો પ્રેમ સંપાદન કરી લીધો. પુત્ર તો અંજનાના હાથમાં જ આવતો નથી. જે જુએ છે તે તેડે છે અને રમાડે છે!

આખા નગરમાં અંજનાના પુત્રજન્મનો મહોત્સવ ઉજવાયો. એમ કરતાં પુત્રનું નામ પાડવાનો દિવસ આવી. ગયો. મામા અંજનાની પાસે આવ્યા.

'અંજના, પુત્રનું નામ શું પાડીશું?' અંજનાને પૂછ્યું.

'આપે શોધી કાઢ્યું હશે ને?'

'મેં શોધી કાઢ્યું છે!' વસંતાએ વચ્ચે જવાબ આપ્યો.

'તું કહે, કયું નામ પસંદ કર્યું છે?' માનસવેગે કહ્યું.

'કહું?' વસંતાએ અંજના તરફ જોયું.

'કહે.' અંજનાએ હસીને કહ્યું.

'નયનાનંદ!'

'નામ તો સારું શોધી કાઢ્યું હોં કે! મામાએ કહ્યું.

'તો પછી?'

'પણ મારો વિચાર જરા જુદો છે!' મામા બોલ્યા.

'શું ?' અંજનાએ પૂછ્યું.

'આ બાળ ચરમશરીરી છે....એ વહેલો મોડો પણ સંસારનો ત્યાગ કરી ચારિત્રી બનશે....એ વખતે અમને એ ભૂલી ન જાય....માટે એનું નામ એવું પાડવું કે આ નગર એને કદી ન ભુલાય !'

'વિચાર સુંદર છે !' અંજના બોલી.

'પણ વસંતાનું મન માનવું જોઈએ ને ?' મામા વસંતાની સામે જોઈ હસ્યા,

'ના ના, મને પણ આપનો વિચાર ગમ્યો છે. આપ કહો.' વસંતાએ પોતાની સંમતિ આપી.

'નગરનું નામ હનુપુર છે. પુત્રનું નામ 'હનુમાન' પાડીએ !'

'નામ સરસ છે.' અંજના કબૂલ થઈ.

'રાજાએ અંજનાપુત્રનું નામ હનુમાન પાડ્યું. પરંતુ ત્યાં પેલા પુરોહિતજી આવી ચઢયા. તેમણે વળી જુદો જ વિચાર કર્યો.

'મહારાજા, આ તો તમે એવું નામ પાડ્યું કે એ આપણને ન ભૂલે. પરન્તુ બીજું નામ એવુ પાડવું જોઈએ કે આપણે એને ન ભૂલીએ !'

'સાચી વાત....સાચી વાત... બીજું એવું નામ પાડો!' વસંતા બોલી ઉઠી. મહારાજા હસી પડયા. મહારાણી પણ હસી પડયાં. મહારાણી પુરોહિતજીના સંતવ્યમાં

સંમત થયાં.

'પાડો ત્યારે બીજું નામ પુરોહિતજી !' વસંતા બોલી.

'શ્રીશૈલ....!' પુરોહિતજીએ બીજું નામ પાડયું.

'સુંદર નામ !' વસંતા તો હનુમાનને લઈ નાચવા માંડી.

આખા નગરમાં મીઠાઈ વહેંચવામાં આવી. સૌના મુખે 'હનુમાન....' 'શ્રીશૈલ' નામ બોલાવા માંડયું. દિવસો પર દિવસો વીતવા લાગ્યા. અંજનાસુંદરી ક્ષેમકુશળ જીવન જીવવા લાગી. વસંતતિલકા અને અંતેપુરની બીજી રાણીઓ સાથે તેણે આત્મકલ્યાણની કથાઓ કરવા માંડી.

હવે જેમ જેમ તેના દિવસો વીતતા ગયા તેમ તેમ પવનંજયની યાદ તેને વધુ સાલવા લાગી. પુત્રને જુએ છે ને પવનંજય યાદ આવે છે....!

## ૯

## પવનંજય પાછો વળે

'અંજના, એક વાત પૂછું?'

'પૂછ.'

'અહીં મામાને ઘેર આવ્યા પછી બધી વાતે છે. મામા આપણી ચીવટથી સારસંભાળ રાખે છે....બ! છે, છતાં....'

'શી ઊણપ છે?'

'ઊણપ તો બીજી કોઈ નથી. પરંતુ તારું મન પ્રફુલ્લિત નથી દેખાતું. તું હસે છે છતાં તારી આંખે ઊંડી વેદના વંચાય છે....'

વસંતતિલકાએ એક દિવસ અંજનાને પૂછ્યું. મા ઘેર આવ્યા પછી જો કે અંજનાનું દુઃખ ઘણું ઓછું ગયું હતું. મામાની પુત્રીઓ સાથે અને પરિવાર અંજનાનું હૈયું હળી ગયું હતું. તેમાં ય નાનકડો હનુ તો અંજનાના વિષાદને ચૂરી જ નાંખતો હતો. છ જ્યારે અંજના એકલી પડતી ત્યારે તે ઊંડી ચિંતા

ગરકાવ થઈ જતી, કયારેક તેની આંખો આંસુભીની પણ થઈ જતી. અચાનક ત્યાં વસંતતિલકા જઈ પહોંચતી અને અંજનાની વ્યથાને જોઈ જતી. અલબત્ અંજના પોતાની વ્યથાને છૂપાવવા પ્રયત્ન કરતી પરન્તુ નિત્ય સહવાસી વસંતાથી કંઈ છૂપું રહી શકે શાનું ? એટલે એક દિવસે અંજનાની પાસે કોઈ ન હતું, હનુમાનને માસીઓ લઈ ગઈ હતી અને અંજના એકલી બેઠી હતી ત્યારે વસંતાએ અંજનાને પૂછયું. અંજનાએ હસીને કહ્યું :

'વસંતા, હવે વેદના શાની ? અહીં શાનું દુઃખ છે ?'

'તે મને ન પૂછ. તું જ કહે.'

'કહું ?'

'મને કહેવામાં આટલો સંકોચ ?'

'સંકોચ નહિ, પરંતુ, નાહક ભુલાયેલા દુઃખને યાદ કરી તને પણ દુઃખી શા માટે કરવી ? માટે કહેવામાં સંકોચ થાય છે....બાકી મારી પ્રાણપ્રિય સખીથી મારે કંઇ જ છૂપાવવાનું નથી.'

'ત્યારે, અંજના....સાંભળ. હું તો તારા દુઃખે દુઃખી અને તારા સુખે સુખી. તારું મન વિષાદમાં હોય ત્યારે મારૂં મન પ્રસન્ન નહિ જ રહી શકે.'

બીજું કોઇ દુઃખ નથી. દુઃખ છે એક વાતનું કે સાસુએ ચઢાવેલું કલંક કયારે ઉતરશે ? જ્યાં સુધી કલંક-મુક્ત ન બનાય ત્યાં સુધી ચિત્ત પ્રસન્ન કયાંથી રહે ?'

'હવે એ ચિંતા કરવાની જરૂર નથી. જ્ઞાની ગુરુ

મહારાજે કહ્યું છે, તે તું ભૂલી ગઈ ? દુઃખના દિવસો હવે ઝાઝા નથી....અને જ્યાં પવનંજય પાછા નગરમાં આવ્યા નથી કે કલંક ધોવાયું નથી.'

'તારી વાત સાચી છે, મને લાગે છે કે એ....પાછા આવી ગયા હશે ?'

'તો તો કેતુમતિનું આવી બન્યું....!' વસંતાએ ભાવિ જોયું.

'પણ....'

'પણ શું ?'

'એમની....સ્થિતિ કેવી થશે ? એ આપણને શોધવા....' અંજનાની આંખો દૂર દૂર ક્ષિતિજ પર મંડાઈ. લાલચોળ સૂરજ ડૂબી ગયો.

❖ ❖ ❖ ❖

અંજનાને પોતાના નામથી અંકિત વીંટી આપી પવનંજય પ્રહસિતની સાથે માનસરોવરના તટે શિબિરમાં આવી પહોંચ્યો. પ્રભાત થઈ ગયું હતું. સૈન્યને પ્રયાણનો આદેશ કર્યો. આકાશમાર્ગે સૈન્ય સાથે પવનંજય લંકાના પાદરે ઊતરી પડયો.

સૈન્યને ત્યાં જ છાવણી નાંખવાનું કહી પવનંજય પ્રહસિતને લઈ લંકાપતિની સભામાં પહોંચ્યો. લંકાપતિને પ્રણામ કરી ઊભો રહ્યો. રાવણ પવનંજયને ભેટી પડયો અને પ્રેમપૂર્વક પોતાની પાસે બેસાડયો.

'પવનંજય, તે જાણ્યું હશે કે પાતલલંકામાં વરુણે

દુષ્ટતાની હદ કરી છે. આપણા પરાક્રમી સેનાપતિઓ ખર ને દૂષણને તેણે પકડીને જેલમાં નાંખ્યા છે....'

'હા જી દૂત દ્વારા વરૂણ સાથેના યુદ્ધના સમાચાર મળ્યા હતા....'

'હવે આપણે એક ક્ષણનોય વિલંબ કર્યા વિના અહીંથી પ્રયાણ કરવું જોઈએ. હવે તો હું પોતે જ એ વરુણ અને એના અભિમાની પુત્રોની ખબર લઈ નાંખીશ.'

રાવણે વરુણપુરી તરફ પવનંજયની સાથે વિરાટ સૈન્યને લઈને પ્રયાણ કર્યું.

બીજી બાજુ પવનંજયે વિચાર્યું કે 'જો રાવણ યુદ્ધમાં ઊતરશે તો માનવજાત પર કાળો કેર વર્તાઇ જશે. લોહીની નદીઓ વહેશે, માટે રાવણને તો યુદ્ધમાં ઊતરવા જ ન દેવો. પરંતુ એ ત્યારે શક્ય બને કે જો વરુણ સમજી જાય; પણ વરુણને સમજાવવો શી રીતે? ખર અને દૂષણ જેવા પરાક્રમી સેનાનીઓને જીવતા પકડીને જેલના સળિયા પાછળ ધકેલી દેનાર વરુણ અને એના પરાક્રમી પુત્રોને સમજાવવા ઘણા મુશ્કેલ છે.'

પવનંજયે ઘણું વિચાર્યું. તેની કુશાગ્ર બુદ્ધિએ માર્ગ શોધવા માંડયો. રાવણનું મન સંતોષાય અને વરુણનું માન સચવાય, એવો માર્ગ પવનંજયે શોધી કાઢયો.

આ બાજુ રાવણે યુદ્ધનો વ્યૂહ રચી કાઢયો હતો. સેનાપતિ તરીકે તેણે પવનંજયને પસંદ કર્યો હતો: એટલે પવનંજયને બોલાવી પ્રથમ દિવસના યુદ્ધની વ્યૂહરચના

સમજાવી દીધી.

'વ્યૂહરચના ઘણી જ સુંદર છે!' પવનંજયે રાવણની પ્રશંસા કરી. રાવણે સ્મિત કર્યું. પવનંજયની પીઠ પર હાથ ફેરવતાં કહ્યું :

વ્યૂહરચનાની સફળતા સેનાપતિ પર નિર્ભર છે.'

'એ તો આવતી કાલે જ આપને પ્રતીત થશે.'

'શાબાશ! એક વીરને છાજે તેવા જ તારા શબ્દો છે મને તારામાં સંપૂર્ણ શ્રદ્ધા છે. તું યશનો ભાગી બનીશ.'

'પણ....મને એક જુદો વિચાર આવે છે.'

'શો ?'

'જીવસંહાર થાય નહિ અને કાર્યસિદ્ધિ થઇ જાય!'

'એ કેવી રીતે ?'

'વરુણને મૂર્ખ બનાવીને કાર્ય સિદ્ધ કરવાનું!'

'સમજ ન પડી.'

'ખર દૂષણને એક વાર મુક્ત કરીને આપણી પાસે લઇ લેવા....પછી બીજી વાત!'

'પણ એમ કંઇ સીધેસીધા એ ખર-દૂષણને આપણા હવાલે કરે તેવો નાદાન વરુણ નથી ને ?'

'બસ, એ નાદાન બનાવવાનું કામ મારું!'

'એટલે, શું આપણે. ભીખ માગવાની ?'

'હરગીઝ નહિ, આપણે જરાય માથું નમાવવાનું નહિ અને ખર-દૂષણ એ આપણને સોંપી દે, એ રીતે

'અશક્ય'

'મને આજની રાત પ્રયત્ન કરી લેવાની રજા આપો.'

'ભલે !'

'રાવણને પવનંજયની વાત એક તરંગ લાગ્યો. પવનંજયને પોતાના પ્રયત્નની સફળતા લાગી. તે રાવણને પ્રણામ કરી પોતાની શિબિરમાં આવ્યો. શિબિરમાં પ્રહસિત આંટા મારી રહ્યો હતો. પવનંજય આવીને પ્રહસિતને પોતાના ખાનગી મંત્રણાલયમાં લઇ ગયો.'

'તારે અત્યારે નગરમાં જવાનું છે.

'તૈયાર.'

'જઈને સીધું તારે વરુણને મળવાનું છે, અને મારો અંગત સંદેશો આપવાનો છે.'

કહેવાનું કે, એક મિત્ર તરીકે પ્રહ્‌લાદપુત્ર પવનંજય આપને તત્કાલ મળવા ચાહે છે.'

'પછી ?'

'જવાબ લઇને તુરત પાછા આવવાનું.'

'પ્રહસિત તૈયાર થઇ ગયો. તેણે રાજદૂતનો વેષ ધારણ કર્યો અને આકાશમાર્ગે વરુણની નગરીમાં પ્રવેશ કર્યો. નગરમાં યુદ્ધની તડામાર તૈયારીઓ ચાલતી તેણે જોઈ. એકએક સ્ત્રીપુરુષને તેણે સૈનિકના જુસ્સામાં જોયાં. એક પછી એક રાજમાર્ગ વટાવતો તે વરુણના રાજમહાલય આગળ આવી પહોંચ્યો, પણ ત્યાં તો એક

કીડીને પ્રવેશવાનો પણ માર્ગ ન હતો. મહાલયનું વિશાળ પટાંગણ સૈનિકોની ભરાઈ ગયું હતું. મહાલયને દ્વારે યમદૂત જેવા સૈનિકો શસ્ત્રસજ્જ બનીને પહેરો ભરી રહ્યા હતા. મહાલયની અટારીમાં વરુણના પુત્રો પુંડરિક અને રાજીવ જુસ્સાભરી વાણીમાં સૈનિકોને પ્રોત્સાહિત બનાવી રહ્યા હતા.

'વહાલા નરવીરો! આજે આપણા સ્વતંત્રાને ભરખી જવા માટે રાક્ષસો આપણાં દ્વાર ખખડાવતા ઊભા છે, આજે આપણી મરદાનગી કસોટી પર છે, પરંતુ ચિંતાનું કોઈ કારણ નથી. કારણ કે ધર્મ આપણા પક્ષે છે. અન્યાયી રાવણ પ્રદેશલાલસાથી અને સત્તાલોલુપતાથી આપણા પર ચડી આવ્યો છે, પરંતુ જેવા હાલ-બેહાલ તમે ખર–દૂષણના કર્યાં તેવા જ હાલ બેહાલ રાવણના કરીને જંપવાનું છે. એ અધમ રાક્ષસને બતાવી આપો કે વરુણપુરીનો એક એક નાગરિક પોતાના સ્વાતંત્ર્યને ઝંખે છે....વરુણરાજને ચાહે છે.'

સૈનિકોએ ગગનભેદી ગર્જના કરી, 'વરુણરાજનો જય હો.' પ્રહસિત સૈનિકોના અપાર શૌર્યને જોઈને દિંગ થઈ ગયો. તેણે દ્વારપાલને કહ્યું: 'ભાઈ, હું લંકાપતિના સેનાપતિ પવનંજયનો દૂત છુ, મારે તત્કાલ વરુણરાજને મળવું છે.'

દ્વારપાલ ક્ષણભર પ્રહસિતને જોઈ રહ્યો. તેને વિશ્વાસ પડયો કે 'આ બનાવટી નથી પરંતુ દૂત જ લાગે છે.' તેણે એક સૈનિકને ઈશારો કર્યો અને પોતે ચાલ્યો ગયો.

પ્રહસ્તિ પર પેલા સૈનિકે ચાંપતી નજર રાખવા માંડી.

દ્વારપાલ ગુપ્તમાર્ગે વરુણરાજના આવાસમાં જઇ પહોંચ્યો.

'મહારાજાનો જય હો.' દ્વારપાલે નમન કર્યું.

'કેમ, જયમંગલ ?'

'મહારાજા, લંકાપતિના સેનાપતિ પવનંજયનો અંગત દૂત આપને તત્કાલ મળવા ચાહે છે.' જયમંગલે વરુણરાજના મુખ સામે જોયું. વરુણરાજે થોડીક ક્ષણો વિચાર કરી કહ્યું.

'ભલે, લઇ આવ એને.'

દ્વારપાલ સડસડાટ ચાલ્યો ગયો. પ્રહસિતને લઇ પુનઃ તે વરુણરાજ પાસે આવ્યો; પ્રહસિતને ત્યાં મૂકી પાછો તે પોતાની ફરજ પર પહોંચી ગયો.

'કેમ અચાનક આવવું પડયું ?' વરુણરાજે પૂછયું.

'મહારાજ, આપ જાણતા જ હશો કે લંકાપતિએ પ્રહ્લાદનંદન પવનંજયને પોતાના સૈન્યના સેનાપતિ બનાવ્યા છે.'

'હા, સમાચાર મળ્યા છે '

'તેમનો હું અંગત મિત્ર છું. મારું નામ પ્રહસિત. મને તેમણે એક સંદેશો આપીને આપની પાસે મોકલ્યો છે.'

'શો છે સંદેશો ?'

'એ આપને તત્કાલ મળવા ચાહે છે.'

વરુણરાજ ચોંકી ઊઠયા. આવા ભયાનક યુદ્ધના તબક્કે

રાવણનો મહાન સેનાપતિ શત્રુ રાજાને મળવા ચાહે, તેમાં તેમને ભેદ લાગ્યો. તેમણે પુંડરિક અને રાજીવને બોલાવ્યા. તેમની સાથે મસલત કરી પ્રહસિતને જવાબ આપ્યો.

'ભલે સેનાપતિ પવનંજય આવે.'

પ્રહસિત આકાશમાર્ગે ત્યાંથી પોતાની છાવણીમાં પહોંચી ગયો. પવનંજયની શિબિરમાં જઈ સમાચાર આપ્યા. પવનંજયને હર્ષ થયો.

પ્રહસિતને સાથે લઇ પવનંજય વરુણપુરીમાં પહોંચ્યો. વરુણરાજ પુંડરિક અને રાજીવની સાથે મસલત કરતા પવનંજયની રાહ જોતા બેઠા હતા. ત્યાં જ દ્વારપાલે આવીને પવનંજયના આગમનના સમાચાર આપ્યા. પુંડરિક અને રાજીવ સામા ગયા. પવનંજયનું તેમણે સ્વાગત કર્યું. પવનંજયનું મોહક વ્યક્તિત્વ જોઇ બન્ને ભાઇઓ પ્રભાવિત થયા.

પવનંજયને લઈ બન્ને ભાઈઓ વરુણરાજના ખંડમાં દાખલ થયા. વરુણરાજે સ્મિત કરીને પવનંજયને આવકાર્યો. પવનંજયે પણ ઉચિત પ્રત્યુત્તર વાળ્યો; અને વરુણરાજની સામે આસન લીધું.

થોડીક વાર મૌન છવાયું.

'કેમ સેનાપતિજી! અત્યારે આવવાનો શ્રમ લેવો પડયો?' વરુણરાજે હસીને વાતનો આરંભ કર્યો.

'લાખો જીવોની હત્યાને અટકાવવા માટે.' પવનંજયે સ્મિતપૂર્વક કહ્યું.

'તો તો આટલા વિરાટ સૈન્યને લઈને આવવાની જરૂર જ ન હતી. આપોઆપ હત્યાકાંડ અટકી જ ગયો હતો....'

'આપ જાણો છો કે લંકાપતિ વેરનો બદલો લીધા વિના જંપે નહી. એમનો સ્વભાવ જ એવો છે. ખર અને દૂષણને કેદી બનાવીને લંકાપતિના રોષને વિશેષ પ્રજ્વલિત કરવામાં આવ્યો છે.'

'ભલે ને પ્રજ્વલિત થાય! અમે યુદ્ધભૂમિ પર ઠારવા તૈયાર જ છીએ.'

'તો શું તમે માનો છો કે લંકાપતિને તમે પરાજિત કરી શકશો? લંકાપતિના એકએક બાંધવને પરાજિત કરવા માટે પણ ભારે ખુવારી સહન કરવી પડે એવી છે. લંકાપતિની સાથે આવેલા એકએક વિદ્યાધર રાજાને પરાસ્ત કરવા માટે પણ લોહીની ગંગા-સિંધુ વહેવડાવવી પડે એમ છે....જ્યારે ખુદ લંકાપતિને પરાજય આપવા માટે તો....'

'એટલે શું અમે બધા બંગડી પહેરીને બેઠા છીએ એમ, સેનાપતિજી ' પુંડરિક રોષથી સળગી ઊઠયો.

'ના, જરાય નહિ. તમે પણ વીર છો. ખમીરવંતા છો. પણ આવાં યુદ્ધોમાં તમારા જેવાં રત્નોને હોમાઇ જવાનું ? તમારા જેવા પરાક્રમીઓનો ઉપયોગ માનવજાતના સંહારમાં કરવાનો? હું એ માટે જ અત્યારે અહીં આવ્યો છું. કોઇ પણ યોગ્ય માર્ગ કાઢીને આ યુદ્ધ અટકાવી દેવું જોઇએ.'

'યોગ્ય માર્ગ એ છે કે લંકાપતિ સૈન્ય લઇને પાછા

ચાલ્યા જાય....' પુંડરિક બોલી ઊઠયો.

'એ માર્ગ કદાચ યોગ્ય હશે પરંતુ શકય નથી !'

'તો શું તમે અમને શરણાગત બનાવવા આવ્યા છો ?' પુંડરિકે પૂછયું.

ના. તમારા જેવા પરાક્રમીઓ શરણાગત ન બને તે હું સારી રીતે સમજું છું.'

'તો પછી ?'

'મિત્ર બની શકે !' પવનંજયે સમાધાનની ભૂમિકા રજૂ કરી,

'પણ જયાં લંકાપતિને પોતાને જ મિત્ર ન બનવું હોય, તેનું શું થાય ?'

'હાલ એ પણ શકયતા છે. હું એ કામ સંભાળી લઈશ.'

'તો તો તમે લંકાપતિની સંમતિ લઈને જ આવ્યા છો....વરુણરાજે પવનંજયનું પેટ માપવા 'મમરો' મૂકયું !

'એવું માનવાની ભૂલ વરુણરાજ ન કરે. જો લંકા-પતિને એ રીતે નમતું જોખવું હોત તો લંકાથી જ કોઈ દૂતને મોકલી પતાવી દેત. આટલી સાગર જેવડી સેના લઈને સ્વયં પોતે ન આવત. આ તો યુદ્ધના ભીષણ માનવસંહારથી મારું દિલ કંપી ઉઠ્યું અને વિચાર આવ્યો કે જો કોઈ મધ્યમ માર્ગે સમાધાન થઈ જાય તો પ્રયત્ન કરું. એ આશયથી જ રાત્રીના સમયે અહીં આવ્યો છું.'

'સેનાપતિજી, તમારા આશય સાથે હું પણ સંમત થાઉં છું. જીવોનો સંહાર મને પણ ઈષ્ટ નથી; પરંતુ રાષ્ટ્રના સ્વાતંત્ર્યની રક્ષા ખાતર ક્યારેક હિંસક માર્ગ પણ અખત્યાર કરવો પડે છે.' વરુણરાજે પોતાની નીતિને સ્પષ્ટ કરી.

'તમારું સ્વાતંત્ર્ય અખંડિત રહે અને શાન્તિ સ્થપાય તેવો પણ માર્ગ મને દેખાય છે.' પવનંજયે કહ્યું.

'તો તે માર્ગ રજૂ કરો.'

'ખર અને દૂષણને પાછા સોંપવા. એક મિત્ર તરીકે લંકાપતિને મળવું અને લંકાપતિના એક પરાક્રમી સાથીદાર રાષ્ટ્ર તરીકે સ્થાન પ્રાપ્ત કરવું.'

વરુણરાજે પુંડરિક-રાજીવની સામે જોયું. બન્ને ભાઈઓ પણ પવનંજયની દરખાસ્ત પર વિચારમાં પડી ગયા. દરખાસ્તમાં તેમને કોઈ સ્વમાન-હાનિ જેવું ન લાગ્યું, ઉપરથી યુદ્ધના ભયાનક સંહારમાંથી જીવોને ઊગરી જવાનો માર્ગ દેખાયો. વળી, પવનંજયનું હૃદય પણ તેમને સાફ દેખાયું.

'કોઈ પણ જાતની શંકા ન રાખશો, તમારી સાથે આ કોઈ મેલી રમત નથી રમાતી, પરન્તુ જીવોના જીવન સાથેની મૃત્યુની રમતનો અંત લાવવાનો ઉપાય છે.' પવનંજયે વિચારમાં પડેલા વરુણરાજની સમજ સ્પષ્ટ કરી. પુંડરિક અને રાજીવે સંમતિ આપી. વરુણરાજે પણ પવનંજયની દરખાસ્તને માન્ય રાખી.

'મહારાજા ! મને ઘણો જ હર્ષ થયો. આપની નિખાલસતા અને ઊંડી સમજ પ્રત્યે ભારે આદર પ્રગટયો.'

'પરન્તુ સેનાપતિજી, એક વાતની સ્પષ્ટતા કરી લેવી જોઈએ.' રાજીવે કહ્યું.

'શું ?'

'લંકાપતિને અમે એમની છાવણીમાં મળવા નહિ આવી શકીએ....!'

'જુઓ. તમારે લંકાપતિની છાવણીમાં નહિ આવવાનું અને લંકાપતિને અહીં નહિ આવવાનું, નગરની પૂર્વ દિશાએ જે ઉદ્યાન છે ત્યાં બંનેનું મિલન યોજવાનું...'

'બરાબર!' રાજીવ સંમત થયો.

'તો પછી, હવે હું રજા લઉં. હવે મારે લંકાપતિને મળવું પડશે. પછી પ્રહસિતની સાથે આપને શુભ સંદેશો મોકલું.'

વરુણરાજે પવનંજયને જવાની સંમતિ આપી. પવનંજય ત્રણેના સામે સ્મિત કરી ઉભો થયો અને પ્રહસિતની સાથે આકાશમાર્ગે લંકાપતિની છાવણીમાં આવી પહોંચ્યો.

પ્રહસિતને પોતાની શિબિરમાં મોકલી પવનંજય લંકાપતિની શિબિર તરફ વળ્યો. મધ્યરાત્રી થઈ ચૂકી હતી; છતાં છાવણીમાં કોઈ નિદ્રાધીન બન્યું ન હતું. પ્રત્યેક સૈનિક પોતપોતાની તૈયારીમાં મશગૂલ હતો.

પવનંજયે લંકાપતિની શિબિર આગળ જઈ દ્વારરક્ષકને ઈશારાથી દૂર કરી શિબિરમાં પ્રવેશ કર્યો. શિબિરમાં રાવણ

અને બિભીષણ કોઈ વાતચીત કરી રહ્યા હતા. પવનંજયે જઇને પ્રણામ કર્યા.

'કેમ અત્યારે કંઈ....?' રાવણે પવનંજયને બેસવા ઇશારો કરી પ્રશ્ન કર્યો.

'મહારાજા ! કાર્ય સિદ્ધ થઇ ગયું છે....'

'કેવી રીતે ?'

'ખર અને દૂષણ આપણને માનભેર પાછા મળી જશે !'

'અશક્ય. અભિમાની વરુણ એમ સહેજે સોંપી દે' તે મારા માન્યામાં નથી આવતું.'

'પણ હવે તે પણ માનવાનો અવસર આવી ગયો છે! આપણે કાલે પ્રભાતે પૂર્વ દિશાના ઉદ્યાનમાં જવાનું. ત્યાં વરુણરાજ ખર અને દૂષણને આપણા હવાલે કરશે અને આપના અનેક પરાક્રમી મિત્ર રાજાઓમાં એકનો વધારો થશે. વરુણરાજ આપના મિત્ર બનશે !'

રાવણને આમેય પવનંજય પ્રત્યે સહજ પ્રેમ હતો. પવનંજયની વાતને તે નકારી શક્યો નહિ. જેવી રીતે પવનંજયે વરુણરાજને મિત્રરાજા તરીકે માન્ય કર્યા હતા તેવી રીતે સ્વીકારવાની વાત રાવણના ગળે ઊતરી. બિભીષણને પણ વાત ગમી.

'જા. તો કુંભકર્ણને બોલાવા લાવ.' રાવણે કુંભકર્ણને બોલાવવા બિભીષણને કહ્યું. બિભીષણ કુંભકર્ણને બોલાવી લાવ્યો. પવનંજયે સમગ્ર વાત કુંભકર્ણને કહી સંભળાવી.

કુંભકર્ણને પણ યોજના ગમી.

પવનંજય યુદ્ધવિરામ માટેની અનુજ્ઞા લઈ તુરત જ પોતાની શિબિરમાં આવ્યો. પ્રહસિતને કેટલીક સમજૂતી આપી વરુણરાજની છાવણી તરફ રવાના કર્યો અને છાવણીમાં યુદ્ધવિરામનો ધ્વજ લ્હેરાવી દીધો.

અચાનક બંને પક્ષે યુદ્ધવિરામના ધ્વજો લહેરાઇ ગયેલા જોઇ સહુને આશ્ચર્ય થયું. પ્રભાતે લંકાપતિ કુંભકર્ણ, બિભીષણ પવનંજય વગેરેને લઈને પૂર્વ દિશાના ઉદ્યાનમાં પહોંચ્યો બીજી બાજુ પ્રહસિત, વરુણરાજને તેમના પુત્રો સાથે ખર અને દૂષણને લઈને ઉદ્યાનમાં આવી પહોંચ્યો.

બંને રાજાઓ મળ્યા. વરુણરાજે ખર અને દૂષણને રાવણના હવાલે કર્યા. બંને રાજાઓ વચ્ચે મૈત્રીની સ્થાપના થઇ.

રાવણ પવનંજય પર ખુશ ખુશ થઇ ગયો. પોતાની સાથે લંકા આવવા માટે તેમણે પવનંજયને સમજાવ્યો, પરંતુ પવનંજયની ઇચ્છા તત્કાલ ઘેર પાછા ફરવાની હતી. તેણે રાવણની રજા માગી, રાવણે અનેક ભેટો આપી તેને વિદાય કર્યો.

પોતાના સૈન્યની સાથે પવનંજય આકાશમાર્ગે નગર તરફ પાછો વળ્યો. માનસરોવરના તટ પરથી જ્યાં એ પસાર થયો કે અંજનાની સ્મૃતિ તાજી થઇ. મહિનાઓ પહેલાંની એ રાત તેની સામે પ્રત્યક્ષ થઇ. પ્રહસિતને તેણે કહ્યું :

'અંજનાનું શું થયું હશે ?'

'કેમ એવી શંકા કરે છે ?'

'ના ના, શંકા નથી કરતો, પરંતુ જિજ્ઞાસા થાય છે.'

'હવે ક્યાં આપણે દૂર છીએ ? આ નગરમાં પહોંચ્યા એટલી વાર !'

જોતજોતામાં તો નગરની બહાર વિમાનો આવી પહોંચ્યાં. નગરમાં પણ વાયુવેગે પવનંજયના આગમનના સમાચાર પહોંચી ગયા. રાજા પ્રહ્લાદ વગેરેએ પવનંજયનું સ્વાગત કરવા માટે તૈયારીઓ કરી.

નગરજનોએ મહોત્સવપૂર્વક પવનંજયનું સ્વાગત કર્યું. પરંતુ પવનંજયનું ચિત્ત નગરજનોના સ્વાગતમાં ન હતું, તે તો અંજનાને મળવા આતુર હતો. પોતાના મહેલે આવી, પ્રહસિતને બીજું બધું કામકાજ ભળાવી, એ પહોંચ્યો માતા-પિતા પાસે. માતા-પિતાને પ્રણામ કરી ત્યાંથી સીધો જ પહોંચ્યો અંજનાના આવાસે. પરંતુ ત્યાં તો બધું સૂમસામ હતું. નહોતો ત્યાં કોઈ પહેરેગીર કે નહોતી કોઇ દાસી. પવનંજયે ત્યાં બધું વેરવિખેર જોયું. તે મહેલમાં ગયો.

'કોઇ છે ?' તેણે બૂમ પાડી.

'કોણ છે ?' એક ધીમો અવાજ અંદરના ઓરડામાંથી આવ્યો. પવનંજય એ તરફ ગયો. ત્યાં તેણે એક સ્ત્રીને જોઇ.

'અંજના ક્યાં છે ?' ખૂબ આતુરતાથી પવનંજયે

પૂછ્યું.

સ્ત્રી પવનંજયની સામે જોઈ રહી. થોડીક વાર પછી પૂછ્યું. 'તમે કોણ છો?'

'હું પવનંજય....અંજના ક્યાં છે?'

સ્ત્રીની આંખમાંથી આંસુ ટપકી પડ્યાં. તેનું મોં લાલચોળ બની ગયું.

'કેમ જવાબ નથી આપતી? અંજના....મારી પ્રિયા અંજના ક્યાં છે?' પવનંજય અકળાઈ ઊઠ્યો. તેનું હૈયું ધબકવા માંડ્યું.

'શું જવાબ આપું કુમાર?....'

'તું જલદી કહે, શું થયું?'

'અંજનાદેવીને આપનાં માતાજીએ અહીંથી કાઢી મૂક્યાં.'

'હેં? પવનંજયની આંખો પહોળી થઈ ગઇ. એના હોઠ ફફડી ઉઠયા.

'અંજનાદેવી ગર્ભવંતી બન્યાં....માજીએ કલંક મૂક્યું ....અને માણસો દ્વારા વસંતતિલકાની સાથે દેવીને મહેન્દ્ર નગરના સીમાડામાં મુકાવી દીધાં.'

પવનંજયની આંખે અંધારાં આવ્યાં. તે ત્યાં બેસી પડ્યો.

૯

## સતીની શોધમાં

પવનંજયે પોતાની સ્વપ્નસૃષ્ટિના સ્વર્ગને વેરાન બનતું જોયું........પ્રેમની એ કરુણકથાની સ્મૃતિ કરતાં ....એની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં....એ અંજનાના ખંડેર જેવા મહેલમાં ફર્યો....દિલમાં તોફાન ઊઠ્યું.... આંસુ સરી પડયાં. સ્મૃતિઓનું વાવાઝોડું આવ્યું અને મગજ બેહોશ બની ગયું.

હૃદયની વેદનાને...વેદનાના દર્દને એ ભૂલી શકતો ન હતો....એમનું એ અસ્થાયી મિલન....ગણ્યાગાંઠ્યા કલાકોની એ સુખદ પળો....અને એમનો એ ચિરવિયોગ.... પરસ્પરને ઝંખતાને ઝૂરતા એ આત્માઓ પોતાની છાતી પર પથ્થર મૂકીને શાંત બનવાની મિથ્યા ચેષ્ટા કરી રહ્યા હતા.

માનવીનું જીવન સુખદુઃખના સંમિશ્રણથી કેવું કઢંગું બનેલું છે! ઉલ્લાસ અને નિશ્વાસ....ઐશ્વર્ય અને દારિદ્રય ....ઉન્નતિ અને અવનતિ....સુખદુઃખના આ સંમિશ્રણથી મનુષ્ય કાબરચીતરા રંગોથી પોતાના મુખને રંગનારા

બહુરૂપીથીય અધિક કદરૂપો ભાસે છે. કેટલીક આશાઓ અને ઉમંગો સાથે પવનંજય પાછો આવ્યો. એની એ અખૂટ આશાઓ અને ઊભરાતા ઉમંગો પર પાણી ફરી વળ્યું.

તે લડથડતા પગે અંજનાના મહેલમાંથી બહાર આવ્યો અને સીધો જ કેતુમતિના આવાસે પહોંચ્યો. થોડાક કલાક પહેલાં જ આવી ગયેલા પવનંજયને પાછો આવેલો જોઇ કેતુમતિએ પૂછ્યું :

'કેમ બેટા, ફરી આવવાનું થયું ?'

'મા, તેં મારી સાથે મહાન અન્યાય કર્યો....મારા જીવનમાં આગ ચાંપી દીધી....' વેદના અને રોષથી પવનંજય ધ્રૂજી રહ્યો હતો.

'પણ શું થયું એ તો કહે....'

'શું કહું ? તેં કહેવા જેવું શું રાખ્યું છે ? નિર્દોષ....નિષ્પાપ અંજનાને તેં કલંકિત કરી....એ મહાસતીને તેં દુઃખના દાવાનલમાં હોમી દીધી....'

'પણ....તારી ગેરહાજરીમાં એ....'

'ખોટું ,તદન ખોટું...એ મારાથી જ ગર્ભવતી બની હતી. શું એણે ખુલાસો નહોતો કર્યો. ? શું એણે મુદ્રિકા નહોતી બતાવી ?'

'એણે મુદ્રિકા બતાવી હતી, પણ મને વિશ્વાસ....'

'બાવીસ....બાવીસ વર્ષ સુધી તેં એનું જીવન નહોતું જોયું ? મ રી આગળ તેં એનાં ઓછાં ગુણગાન ગાયાં હતાં ?

અને એકાએક શું એ બગડી ગઈ? તેં જરાય વિચાર ન કર્યો? મારા આગમનની રાહ પણ ન જોઈ....' પવનંજયની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. અંજનાનું શું થયું હશે.... એ વિચારે એના હૈયાને દુઃખી દુઃખી કરી મૂક્યું.

'હું જાઉં છું....અંજનાને શોધીને જ પાછો આવીશ. ....મારી રાહ ન જોશો....' પવનંજય કેતુમતિના ખંડમાંથી બહાર નીકળવા લાગ્યો. કેતુમતિએ એનો હાથ પકડયો.

'તું શા માટે જાય છે, હું અહીંથી ચારે દિશાઓમાં સુભટોને તપાસ કરવા મોકલું છું....'

'ના, તારી ભૂલનું પ્રાયશ્ચિત્ત મારે જ કરવું પડશે.... અને ખરેખર તો ભૂલ મારી જ છે....બાવીસ વર્ષ સુધી મેં એને દુઃખી કરવામાં કંઈ બાકી રાખ્યું નથી....હું જ એની પાછળ જઈશ....'

પવનંજય બહાર નીકળી ગયો, પ્રહસિતને લઈ આકાશમાર્ગે સીધો તે મહેન્દ્રનગરના દ્વારે આવી લાગ્યો. બંને મિત્રો સીધા રાજા મહેન્દ્રના મહેલે પહોંચ્યા. મહેલના પગથિયે જ યુવરાજ પ્રસન્નકીર્તિનો સેળાપ થઈ ગયો.

'આમ અચાનક....કુમાર?' પ્રસન્નકીર્તિએ પવનંજયનો હાથ પકડીને પૂછ્યું.

અંજના અહીં છે?' પવનંજયે સીધો જ પ્રશ્ન કર્યો.

પ્રસન્નકીર્તિ વિમાસણમાં પડી ગયો. એ જાણતો હતો કે અંજનાને એની સાસુએ કાઢી મૂકી ત્યારે પવનંજય યુદ્ધમાં ગયેલો હતો. અને યુદ્ધમાંથી હજુ આજે

જ એ પાછો ફર્યો હતો....વળી પવનંજયના ચહેરા પર કોઈ આનંદની એકાદ રેખા પણ ન હતી. વિષાદની ઘેરી છાયા એના મુખ પર પથરાયેલી હતી. 'શું અંજનાને અન્યાય તો નથી થયો ?' એનું ચિત્ત અસ્વસ્થ બની ગયું. તેણે કહ્યું.

'હા, અંજના અહીં આવી હતી....'

'ક્યાં છે ?'

'પણ, આપ મહેલમાં તો પધારો....પછી....'

'પહેલાં, મને જવાબ આપો : અંજના ક્યાં છે ?' પવનંજયનો અવાજ ઊંચો થયો. એની આંખમાં રોષનો અગ્નિ ભભૂકી ઊઠયો. પરન્તુ અવાજ સાંભળતાં રાજા મહેન્દ્ર અને મહામાત્ય પણ ત્યાં આવી ચઢયા.

'કુમાર, ક્યારે પધાર્યા ? મહેલમાં ચાલો ....ત્યાં....' મહેન્દ્રે કહ્યું.

'હું મહેલમાં બેસવા નથી આવ્યો. અંજનાને શોધવા આવ્યો છું....અંજના ક્યાં છે ?' પવનંજયે મહેન્દ્રની સામે જોયું.

'એનું નામ શા માટે લો છો ? એણે તમારા ને મારા કુલને....'

'બસ; બસ, એણે કોઈને કલંકિત નથી કર્યાં....એને તમે કલંકિત કરી છે....એ મહાસતી છે....'

'હેં ?' મહેન્દ્રના હોશકોશ જ ઊડી ગયા. પ્રસન્ન-

કીર્તિની આંખો પહોળી થઈ ગઇ.

'હા, એ નિષ્પાપ છે, નિર્દોષ છે. અજ્ઞાન માતાએ એ નિર્દોષ સતી પર સિતમ ગુજાર્યો છે....એ અહીં આવી છે, એમ મેં સાંભળ્યું છે. એ ક્યાં છે?' પવનંજયની વાત સાંભળી મહેન્દ્રની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં. પ્રસન્નકીર્તિની આંખે અંધારાં આવ્યાં, એ નીચે પછડાઇ પડયો....મહામંત્રીએ પોતાની ભીની આંખોને ખેસના છેડાથી લૂંછી.

'શું એ અહીં નથી? અહીં આવી જ નથી?' પવનંજયનું ચિત્ત વ્યથિત બની ગયું હૃદય ભારે વિમાસણમાં અને કુશંકાઓમાં અટવાઈ ગયું.

'કુમાર....શું કહું? મેં મારા જ હાથે એ સુશીલ પુત્રીને અન્યાય કર્યો....ગરીબ ગાય જેવી....નિર્દોષ પુત્રી અહીં આવી હતી. પણ કુળની કીર્તિની પાપી વાસનાથી અહીંથી એને ધક્કો દીધો....કાઢી મૂકી....' રડતી આંખે....થોથરાતી જીભે એ હાથે માથું કૂટતા મહેન્દ્રે સત્ય હકીકત કહી સંભળાવી.

'ન જાણે એ ક્યાં ગઈ હશે? એનું શું થયું હશે? એકલી....અટૂલી ભયંકર જંગલોમાં....દારૂણ અટવીઓમાં ક્યાં જઈ ચઢી હશે? મહામંત્રીએ ત્યારે સાચું કહ્યું હતું કે: 'એ નિર્દોષ છે....એને ન કાઢી મૂકો.' પણ....મેં ઘમંડીએ મહામંત્રીની વાત ન માની....એની દુઃખી સ્થિતિનો વિચાર ન કર્યો....મહેન્દ્ર રાજા નીચે બેસી ગયા.... ધ્રુસકે ને ધ્રુસકે રોવા લાગ્યા.

'મહારાજા, હવે આ ટાણે રોવાથી સર્યું. હવે તો એક ક્ષણનોય વિલંબ કર્યા વિના, એ સતીનો પત્તો લગાવવો જોઈએ. ચારે દિશાઓમાં સુભટોને મોકલીને એની ભાળ મેળવી જોઈએ.' મહામંત્રીએ મહેન્દ્રને શાંત કર્યા.

'કુમાર, આપ અહીં રોકાઓ અલ્પકાળમાં જ સુભટો શુભ સમાચાર લઈને આવી જશે....' મહામંત્રીએ પવનંજયને પ્રાર્થના કરી.

'નહિ, મહામંત્રી, જ્યાં સુધી અંજના નહિ મળે ત્યાં સુધી હવે મહેલ કેવો ? આરામ કેવો ? શાંતિ કેવી ?' પ્રહસિતનો હાથ પકડી પવનંજય મહેલનાં પગથિયાં ઊતરી ગયો. ત્યાં પ્રસન્નકીર્તિ દોડતો આવીને પવનંજયની સામે આવીને ઉભો રહ્યો.

'કુમાર, ક્ષમા કરો. આપ અહીં રોકાઓ. હું પ્રતિજ્ઞા કરું છું કે બહેનને અહીં લાવીને પછી જ અન્ન-પાણી લઈશ....પછી જ મહેલમાં આવીશ....' આંસુ નીતરતી આંખે પ્રસન્નકીર્તિએ પવનંજયને કહ્યું.

'પ્રસન્નકીર્તિ, તમે મારા માર્ગમાં ન આવો. મને જવા દો. મારા ચિત્તને શાંતિ નથી....મારો આત્મા કકળી ઊઠયો છે....જ્યાં સુધી હું અંજનાને સુખરૂપ નહિ જોઉં ત્યાં સુધી ઠરીઠામ બેસી શકું એમ નથી....'

બાવીસ-બાવીસ વર્ષ સુધી અંજનાના નામ પર ભારે સૂગ કરનારો પવનંજય આજે અંજનાના વિરહમાં ઝૂરી

રહ્યો છે! આ જ તો આ સંસારની વિચિત્રતા છે! એક દિવસ જેના પર અગન વરસાવી હોય ....એક દિવસ તેની જ લગન લાગે! એક દિવસ જેની સાથે ચમન કર્યાં હોય....એક દિવસ તેના જ પર દમનનો દોર ચલાવે! એક દિવસ જેના અધર ચૂમ્યા હોય એક દિવસ એની જ કબર ખોદે! એક દિવસ જેની સાથે ભોગમાં રમણ કર્યું હોય....એક દિવસ એના જ દિલનું વિદારણ કરે!

સંસાર એટલે આવી એક ભીષણ સ્થિતિ છે. માટે જ તત્ત્વદષ્ટા મહર્ષિઓ મોક્ષ માટે પુરૂષાર્થ કરવાની પ્રેરણા કરે છે....કે જે મોક્ષમાં જીવને કોઇ રાગ–દ્વેષની વિટંબણા રહેતી નથી.

પવનંજય કોઇથી રોકાયો નહિ. દરવાજે ઉભેલા દ્વારપાલે પણ ભૂમિ પર આંસુઓનો છંટકાવ કરી પવનંજયને નતમસ્તકે પ્રણામ કર્યા....આ એ જ દરવાજો હતો, કે જ્યાંથી એક અભાગી દિવસે મહાસતી અંજના માતા.... પિતા અને ભાઇથી તિરસ્કાર પામીને આક્રંદ કરતી પાછી વળી હતી....આ એ જ દરવાજો હતો કે જે રાજા મહેન્દ્ર અને યુવરાજ પ્રસન્નકીર્તિના અધમ કૃત્યને મૂંગે મોએ જોઇ રહ્યો હતો....અહીં એ મહાસતીનું હૃદય વિદીર્ણ થઇ ગયું હતું....વિદીર્ણ હૃદયમાંથી જે રૂધિરનો પ્રવાહ નીકળ્યો.... દરવાજાના પાષાણો એમાં રંગાયાં....જો અત્યારે એ લાલ

પાષાણોમાં વાચા ફૂટે તો એ હૃદયદ્રાવક દિવસનું એવું બયાન રજૂ કરે....કે પવનંજયને એ દરવાજામાંથી બહાર પગલું મૂકવું પણ મુશ્કેલ બની જાય.

ક્રૂર દુર્ભાગ્યની રસત પર પવનજયના હૃદયમાં રોષ ઉભરાયો પરંતુ આંસુ વાટે તેને દૂર કરવા સિવાય એની પાસે બીજો કયો માર્ગ હતો? પ્રહસિતની સાથે એ મહેન્દ્ર-પુરના પાદરે આવ્યો. કયાં જવું? કયો માર્ગ પકડવો? તે ક્ષણભર મૂંઝાયો. તેણે પ્રહસિતની સામે જોયું.

'મિત્ર, તું હવે પાછો જા. હવે હું એવા અજાણ્યા ....વેરાન....અને વિકટ માર્ગે જઈશ....કે જ્યાં તારે ઘણું કષ્ટ સહન કરવું પડશે....નાહક મારી ખાતર....'

'કુમાર....બસ થઇ ગયું. તું એવું ન બોલીશ....તને મૂકીને હું જનાર નથી....તારા સુખે સુખી અને દુઃખે દુઃખી થયા વિના મારું હૃદય કોઈ વાત કબૂલે એમ નથી ....તું નાહિંમત ન બન. આપણે અંજનાને શોધી કાઢીશું.'

'પણ હવે આપણે કયાં જઈશું? આપણી પાસે કોઇ ચોક્કસ માહિતી નથી.'

'આપણે એક-એક ગામ એક-એક નગર, દરેક ખીણ અને દરેક પહાડ ફેંદી વળીશું...પણ અંજનાને મેળવીને જ જંપીશું.'

પ્રહસિતનો ઉત્સાહ પવનંજયને પ્રેરક બન્યો, તેનું હૃદય શ્રદ્ધાળુ બન્યું, પ્રહસિતને તે ભેટી પડયો.

'મિત્ર, મારા ખ્યાલ મુજબ અંજના અહીંથી કોઈ

નગરમાં તો ન જ જાય....એણે ચોક્કસ કોઈ જંગલનો માર્ગ લીધો હશે....કોઈ પર્વતની ખીણોમાં એ ગઇ હશે ....અને ત્યાં શું એ વિકરાળ જંગલી પશુઓના પંજામાં....' પવનંજયના શરીરે પરસેવો વળી ગયો. અંજનાની સ્થિતિનો વિચાર કરતાં તેનું હૈયું થરથરી ઊઠયું.

'કુમાર, એવી કુશંકાઓ ન કર. અંજના મહાસતી છે. જંગલી પશુઓ એને કંઈ કરી શકે નહિ....અરે, ભયંકર રાક્ષસ કે પિશાચ પણ એની સામે શાંત અને વશ થઇ જાય, સતીત્વના ચરણે દેવો પણ મસ્તક નમાવે છે.... પ્રહસિતનું અંતઃકરણ અંજનાના અદ્ભુત સતીત્વની પ્રતીતિ કરાવી રહ્યું. પવનંજયનું હૈયું કંઈક હળવું બન્યું.

બન્ને મિત્રો ત્યાંથી આકાશમાર્ગે આગળ વધ્યા. વૈતાઢય પર્વતના એક ઊંચા શિખર પર પહોંચ્યા. શિખર પર નહોતો કોઇ મનુષ્ય કે નહોતું કોઇ પશુપક્ષી, શિખર પર બન્ને મિત્રોએ ખૂણેખૂણો તપાસી જોયો....અંજના ન મળી. ધીરે ધીરે શિખર પરથી તેમણે નીચે ઉતરવા માંડયું, ત્યાં એમની નજરે મોટી મોટી ગુફાઓ અને પાતાલ-ખીણો દેખાઇ. એકએક ગુફા જોઇ વળ્યા....એકએક ખીણ ફેંદી વળ્યા....એકેએક કોતરો ખૂંદી વળ્યા....અંજના ન મળી.

પગપાળા જ તેમણે હવે આગળ વધવા માંડયું. મોટાં મોટાં વનોમાં શોધ કરી....અંજનાનો પત્તો ન લાગ્યો. દિવસો પર દિવસો વીતવા લાગ્યા. પવનંજયનો જીવ

બેબાકળો બની ગયો. એનું ચિત્ત વિહ્વળ બની ગયું. પ્રહસિતના મુખ પર નિરાશાની રેખાઓ ઉપસવા માંડી. મૌન રીતે તે પવનંજયની સાથે ભટકી રહ્યો હતો. સમજ નહોતી કે અંજનાને ક્યાં શોધવી?

ઓછામાં પૂરું વળી પવનંજય નથી ખાતો, નથી પીતો. એથી પ્રહસિતની ચિંતા વધતી જાય છે, હવે પવનંજયને આશ્વાસન આપવા શબ્દો પણ નથી. પવનંજયને આશાવાદી બનાવવા માટે ઉત્સાહ નથી....

વૈતાઢ્ય પર્વતનો કોઇ ભાગ તેમણે ખૂંદી વળવામાં બાકી ન રાખ્યો....છતાં નિરાશા....

એમ કરતાં, તેઓ બન્ને વૈતાઢ્યની એક ઉંડી ખીણમાં પહોંચી ગયા....સૂર્ય પણ આથમી ગયો હતો. જંગલી પશુઓના દારૂણ સ્વરો સિવાય ત્યાં કંઇ સંભળાતું ન હતું. પવનંજયે પ્રહસિતના સામું જોયું. પ્રહસિતનું મુખ નિરાશાના કાળા પાલવમાં છુપાઇ ગયું હતું. તેણે દીન આંખોએ પવનંજયની સામે જોયું....અને તે બાજુ પર પડેલી એક શિલા પર બેસી પડયો. પવનંજય એની પડખે બેઠો.

'પ્રહસિત, તું હવે આદિત્યપુર જા....જઇને માતા-પિતાને કહેજે કે અંજનાને શોધવા આખી પૃથ્વી ભમી વળ્યા....છતાં અંજના ન મળી....હજુ હું વનોમાં ભટકીશ અને અંજનાને શોધીશ....છતાં એ તપસ્વિની નહિ મળે.... તો અંતે....

'અંતે શું ?' પ્રહસિતનું હૈયું ફફડી ઉઠ્યું.

'અંતે હું અગ્નિમાં પ્રવેશ કરીશ....'

'ના....ના કુમાર....હું તમને છોડીને નહિ જાઉં.... નહિ જ જાઉં....' પ્રહસિતની આંખમાંથી ચોધાર આંસુ તૂટી પડયાં....એ પવનંજયને ગળે વળગી પડયો....એના વક્ષસ્થળને આંસુઓથી ભીંજવી નાંખ્યું.

'પ્રહસિત, તું સમજી શકે છે મારા હૃદયની સ્થિતિ.... અંજના વિના હું એક ક્ષણ પણ જીવી શકું એમ નથી.... એને જે મેં બાવીસ–બાવીસ વર્ષ સુધી ઠોકરે મારી છે, તેનું આજે પ્રાયશ્ચિત્ત કરવાની તક આવી ગઇ છે....તું જા, માતા–પિતાને સમાચાર આપ....કે જેથી તેઓ મારી રાહ ન જુએ....'

પોતાના પ્રાણપ્રિય મિત્રની દુર્દશા...એની આશાઓ અને કામનાઓને નિષ્ઠુર તકદીર દ્વારા કચડાતી જોઇ પ્રહસિત ધ્રુસકે ધ્રુસકે રડી પડયો. દુર્ભાગ્ય અને ક્રૂર કાળનો સામનો કરવામાં એ નાકામિયાબ નીવડયો.

આજે એને પોતાનો જીવનસાથી મિત્ર પોતાથી દૂર દૂર ચાલ્યો જતો લાગ્યો...આશાઓના અને સ્વપ્નાઓના ભાંગીને ભુક્કા થઇ ગયેલા ટુકડાઓનો પોટલો માથે મૂકીને એ કોઇ ગાઢ અંધકારમાં વિલીન થઇ જતો લાગ્યો. તેણે પવનંજયને અટકાવવા પ્રયત્ન કર્યો....પણ એ પ્રયત્નમાંય પ્રાણ નહોતો રહ્યો. મિત્રને આવી વિકટ પરિસ્થિતિમાં એકલો જવા દઇ પોતે નગરમાં પાછા વળવું....એને ન

ગમ્યું....એના હૃદયે સાફ ઇનકાર કરી દીધો.

'મિત્ર, તું ગમે તે કહે, હું તને છોડીને નથી જવાનો. જે માર્ગ તું લઈશ તે જ માર્ગ મારા માટે.'

પ્રહસિતે રડતાં છતાં મક્કમપણે પોતાનો નિર્ધાર કહી દીધો. પવનંજય વિમાસણમાં પડી ગયો. એ સમજતો હતો કે પ્રહસિત કોઇ પણ રીતે પોતાને અગ્નિમાં પ્રવેશ નહિ કરવા દે....એટલું જ નહિ કદાચ એ પણ પોતાની સાથે અગ્નિમાં ઝંપલાવી દે. કોઇ પણ રીતે પ્રહસિતને આદિત્યપુર મોકલી જ દેવો જોઈએ.

'પ્રહસિત, તું વિચાર કર : 'જો તું આદિત્યપુર જાય અને માતાપિતાને વાત કરે તો તેઓને પણ અંજનાની શોધ કરવાનું સૂઝે....અને કયાંક અંજનાનો પત્તો લાગી જાય....'પવનંજયે પ્રહસિતની સામે જોયું. પ્રહસિત વિચારમાં પડી ગયો.

'તો તું પણ મારી સાથે આદિત્યપુર ચાલ.' પ્રહસિતે કહ્યું.

'એ હવે મારા માટે અશકય છે....હું તો હજુ વનોમાં ....જંગલોમાં ફરીશ અને અંજનાને ખોળવા પ્રયત્ન કરીશ.... વળી હું નહિ આવું તો માતાપિતા વગેરે ખૂબ ઝડપથી અને ચોકસાઇથી તપાસ કરશે....'

રાત્રી ઘણી વીતી ગઇ હતી. પ્રહસિતની આંખો થાકથી અને ઉજાગરાઓથી ઘેરાવા લાગી. પવનંજય પણ થાકી તો

ગયો જ હતો. પરંતુ તેની ઉંઘ તો કયારનીય ભાગી ગઈ હતી. વિરહની વેદનામાં તે વ્યાકુળને વ્યાકુળ રહ્યા કરતો હતો. પ્રહસિત શિલા પર જ આડો પડયો. એ ઉંઘી ગયો. પવનંજય એની પાસે બેસી રહ્યો....કલાકો વીતવા લાગ્યા. પવનંજયના ચિત્તમાં એક વિચાર સ્ફૂર્યો...અને એણે પ્રહસિતની સામે જોયું. તે ઉભો થયો....પ્રહસિતને ત્યાં ઉંઘતો જ મૂકી ચાલ્યા જવા માટે તેણે પગ ઉપાડયા.... પરંતુ તે થંભી ગયો. તેનું હૃદય આનાકાની કરવા માંડયું.

'તું જો આમ મિત્રને દગો દઈને ચાલ્યો જઈશ તો એનું શું થશે? તારા વિના એની શી દશા થશે?....' પવનંજયના અંતઃકરણમાં વિચાર જાગ્યો. તે અટકી ગયો. વિચારમાં ને વિચારમાં તે બેસી ગયો....ત્યાં પ્રહસિત જાગી ગયો. કુમાર....' પ્રહસિતે બુમ પાડી. પવનંજય વિચાર-નિદ્રામાંથી જાગ્યો.

'કેમ?'

'હું આદિત્યપુર જાઉં.'

'હેં?'

'હા, જઈને મોટા પાયા પર અંજનાની શોધ આરંભી શકાશે. મારું હૃદય હજું કહે છે કે 'અંજના મળશે....' પરન્તુ તું સાહસ ન કરીશ. તને શોધવા છતાં અંજના ન મળે તો તું આદિત્યપુર આવી જજે.

પવનજંય મૌન રહ્યો. એ પ્રહસિતને જોઇ રહ્યો.

'તને આશ્ચર્ય થશે કે હું એકાએક કેમ આદિત્યપુર જવા તૈયાર થઈ ગયો. પરન્તુ હું ઊંઘી ગયો....નિદ્રામાં મને એવું આત્મસંવેદન થયું કે મારે આદિત્યપુર જવું અને અંજનાની શોધ કરાવવી.'

પવનંજય વિચારમાં પડી ગયો. 'શું અંજના મળી શકશે ?' એના ચિત્તમાં અનેક વિકલ્પો ઉભરાવા લાગ્યા. પરંતુ ત્યાં તો પ્રહસિતે પવનંજયનો હાથ પકડયો.

'મિત્ર ! બસ ત્યારે, હું જાઉં છું. ફરીથી તને કહું છું કે તું ઉતાવળથી સાહસ ન કરીશ. અલ્પકાળમાં જ શુભ સમાચાર તને મળશે....'

બન્ને મિત્રો ભેટયા....આંસુથી એક બીજાનાં વક્ષઃસ્થળ ભીંજાઈ ગયાં....પ્રહસિતે અનુજ્ઞા માગી અને આકાશમાર્ગે તે આદિત્યપુર તરફ રવાના થયો.

પવનંજય આકાશમાર્ગે જતા પ્રહસિતને જોઈ....રહ્યા ....જ્યાં સુધી એના દૃષ્ટિપથમાંથી પ્રહસિત દૂર ન થયો ત્યાં સુધી એણે જોયા જ કર્યું....એની આંખમાંથી આંસુઓની ધારા તૂટી પડી...તેનું હૃદય ક્ષુબ્ધ બની ગયું... તેને મૂર્છા આવી ગઈ....તે નીચે પડી ગયો.

અહીં કોણ એના પર શીતલ પાણીના છંટકાવ કરનાર હતું ? અહીં કોણ એના પર રત્નજડિત વીંઝણાંના વાયુ નાંખનાર હતું ? અહીં કોણ એના મસ્તક પર વહાલભર્યો હાથ ફેરવનાર હતું ? જીવનની અસારતા....નિઃસહાયતાનું આનાથી વધીને કયું દષ્ટાંત હોઈ શકે ? પરન્તુ આવાં

દૃષ્ટાંતો જનતા સમક્ષ રજૂ કરીને કેવળ કીર્તિ કમાવાની વૃત્તિ તો માનવ હૃદયને ન સમજી શકનાર....ક્રૂર હૈયામાં જ જાગી શકે. પવનંજયનું ભગ્ન હૃદય...હૃદયના થઈ ગયેલા ટુકડેટુકડાને જોઇને તો એના પ્રત્યે સમવેદના દાખવવાની છે. એના હૃદયના ટુકડાઓને જોડવા માટે જો આપણું હૃદય કામ લાગી શકે એમ હોય તો એ કુરબાન કરવાનું છે.

રખે સમજતા કે પવનંજય કામવ્યથાથી પીડાઈ રહ્યો છે. રખે સમજતા કે પવનંજય વિષયલંપટ હોઈ ઝૂરી રહ્યો છે. જો આવું સમજશો તો એ મહાપુરુષ પ્રત્યે અન્યાય થશે. એક મહાન આત્માની અવગણના કરી કહેવાશે. પવનંજયના અંતઃકરણમાં અંજનાના ઉચ્ચ સતીત્વ પ્રત્યે બહુમાન પ્રગટ્યું છે...બાવીસ વર્ષ સુધી અંજના જેવી સુશીલ સન્નારી પ્રત્યે કરેલા ઘોર અન્યાયની આગ એના હૃદયમાં સળગી રહી છે....અને તેથી જ તે આજે એને મેળવવા માટે આકાશ પાતાળ એક કરી રહ્યો છે....એ ન મળે તો અગ્નિમાં બળીને ખાખ થઇ જવા તૈયાર થયો છે.

**મહાપુરુષોની આ એક ખાસિયત હોય છે. એક સ્વભાવ હોય છેકે કોઈ પ્રત્યે તેમનાથી અયોગ્ય આચરણ થઇ ગયા પછી, જ્યારે તેમને પોતાની ભૂલ સમજાય છે ત્યારે તે વ્યક્તિ પ્રત્યે તેઓ ભારે ગુણાનુરાગી બની જાય છે.**

પવનંજય ભાનમાં આવ્યો. તેણે ત્યાંથી ચાલવા માંડ્યું. ખીણો અને ટેકરાઓ વટાવતો તે 'ભૂતવન'માં

જઈ ચઢયો. મહાભયંકર એ વનમાં પવનંજય 'અંજના... અંજના, તું ક્યાં છે?' બુમો પાડતો ભટકવા લાગ્યો. દિવસ ને રાત તે ભટકતો જ રહ્યો. અંજના ન મળી. તેનું ચિત્ત ઉદાસ બની ગયું. તેણે અંજનાની આશા છોડી.

તે મૂઢ બનીને એક વૃક્ષની નીચે ઉભો રહ્યો. જીવન તેને જીવવા જેવું ન લાગ્યું. જીવન કરતાં મૃત્યુ તેને વધુ શાંતિદાયક લાગ્યું...તેણે મૃત્યુને જ ભેટવાનો નિર્ણય કર્યો. આજુબાજુ તેણે દૃષ્ટિ કરી ...સુકાઈ ગયેલાં ઝાડવાં સિવાય ત્યાં કંઈ ન હતું.

## ૧૦

## સતીત્વનો વિજય

પ્રહસિત આદિત્યપુરમાં આવી પહોંચ્યો.

સીધો જ તે મહારાજા પ્રહ્‌લાદના મહેલમાં પહોંચ્યો. પ્રહ્‌લાદ અને કેતુમતી મંત્રણાખંડમાં ચિંતાતુર ચહેરે વાત-ચીત કરી રહ્યાં હતાં. ત્યાં જ પ્રહસિતે પ્રવેશ કર્યો. કેતુ-મતીની દૃષ્ટિ પ્રહસિત પર પડી. તે એકદમ ઉભી થઈ ગઈ.

'પવનંજય ક્યાં ?' કેતુમતીએ વિહ્‌વળ વદને પૂછ્યું.

'હું એકલો જ આવ્યો છું....' પ્રહસિતે જમીન પર દૃષ્ટિ રાખી જવાબ આપ્યો.

'પવનંજય આવ્યો નથી....અને કદાચ ન પણ આવે.' પ્રહસિતની આંખો આંસુથી ઉભરાઇ.

'હેં ?'

'હા, અમે અંજનાને શોધવા ગામ....નગરો....પર્વતો ને ખીણો ફરી વળ્યા....પરંતુ અંજના ન મળી, છેવટે મને

અહીં મોકલી પવનંજય અંજનાને શોધતો જંગલમાં ભટકી....'

કેતુમતી રડી પડી. કરુણ કલ્પાંત કરવા માંડયો. રાજા પ્રહ્લાદ પણ રુદન દાબી શકયો નહિ. 'પણ, મારા પુત્રને એકલો મૂકી તું શા માટે આવ્યો ? એનું જંગલમાં કોણ ? એ કયાં જશે ? તારે તો સાથે રહેવું હતું ....' કેતુમતીએ પ્રહસિતને ઉપાલંભ આપવા માંડયા.

'માતાજી, હવે રડવા કરતાં તો કામ કરવું જોઈએ.'

'હવે શું કરું ? હાથનાં કર્યાં હૈયે વાગ્યાં....મેં પાપિણીએ એ નિરપરાધી બિચારી અંજનાને કલંકિત કરી કાઢી મૂકી....સતીને સંતાપ જન્માવ્યો. એનું ફળ મને અહીં જ મળી ગયું....મારો પુત્ર ગયો....'

'સંતાપ ન કરો. હજુ પણ પવનંજય મળી શકે.... આપણે અંજનાનો પત્તો લગાડવો જોઈએ. જો તત્કાળ અંજનાનો પત્તો નહિ મળે તો પવનંજય અગ્નિમાં પ્રવેશ કરશે.'

કેતુમતી મૂચ્છિત થઇ ગઈ. રાજા પ્રહ્લાદ બેબાકળા બની ગયા.

રાજમહેલનો સારોય પરિવાર ભેગો થઇ ગયો. વયોવૃદ્ધ મહામંત્રી પણ આવી પહોંચ્યા. શોકના ઘેરા વાતાવરણમાં સહુ ઘેરાઇ ગયા.

**આવી છે આ સંસારની ઘટમાળ ! ઇષ્ટના સંયોગમાં હર્ષ અને ઇષ્ટના વિયોગમાં વિષાદ !**

સંસારમાં ક્ષણમાં ઇષ્ટ મળે ને ક્ષણમાં ઇષ્ટ ચાલ્યું જાય....એટલે જીવ હર્ષ અને વિષાદમાં રીબાયા જ કરે. સંસારનો ત્યાગ આ માટે કરવાનો છે. સાધુ બનીને પણ પુરૂષાર્થ આ કરવાનો છે, ઇષ્ટ કે અનિષ્ટ સંયોગમાં આત્મા હર્ષ-વિષાદના દ્વંદ્વમાં ફસાય નહિ. ઇષ્ટના સંયોગમાં રાચવાનું નહિ કે અનિષ્ટના સંયોગમાં રડવાનું નહિ.

પ્રહસિતે ગંભીર સ્વરે રાજા પ્રહ્લાદને કહ્યું : 'મહારાજા, હવે તાબડતોબ ચારેકોર સુભટોને મોકલી અંજનાની શોધ કરાવવી જોઇએ અને પવનંજયની પણ ભાળ મેળવવી જોઇએ.'

રાજ્યના મંત્રીઓ, સેનાપતિઓ, મુખ્ય મુખ્ય ચરપુરુષો....બધા જ હાજર હતા. રાજા પ્રહ્લાદે મુખ્ય સેનાપતિને આજ્ઞા કરી :

'સેનાપતિજી, તમે વૈતાઢ્યની ઉત્તર શ્રેણીના એકેએક નગરમાં અંજનાની તપાસ કરો.'

પ્રહસિતે કહ્યું : 'અને જો અંજના મળી જાય તો પાછા અહીં ન આવશો પરન્તુ સીધા જ વિમાનમાં તમે મહેન્દ્રનગરથી પાંચસો યોજન દૂર પૂર્વ દિશામાં જે વૈતાઢ્યની ગિરિમાળા છે, ત્યાં આવશો. ત્યાં કદાચ અમારું મિલન થઇ જશે.'

મુખ્ય સેનાપતિને સેંકડો ચતુર સુભટો સાથે તરત જ

રવાના કરીને, રાજા પ્રહ્લાદે બીજા સેનાપતિને આજ્ઞા કરી:

'તમે દક્ષિણ દિશામાં જાઓ. દરેક ગામ, નગરમાં અંજનાની તપાસ કરો અને અમને આવી મળો.'

'જેવી મહારાજાની આજ્ઞા.' સેનાપતિ મહારાજાને પ્રણામ કરી રવાના થયો; અને કેટલાક ચુનંદા રાજપુરુષોને લઈ પ્રયાણ કર્યું.

'મહારાજા, એક સુભટને તત્કાળ મહેન્દ્રનગરમાં મોકલીને, રાજા મહેન્દ્રને પણ અંજનાની શોધ કરવા માટે કહેણ મોકલવું જોઈએ.' પ્રહસિતે કહ્યું:

'હા, એ વાત પણ સાચી છે....'એક સુભટને તરત જ મહેન્દ્રપુર રવાના કરવામાં આવ્યો.

'હવે આપણે વિલંબ કર્યા વિના, પવનંજયને મળવું જોઇએ.' પ્રહસિતે મહારાજાનું વિમાન તૈયાર કર્યું. રાજા પ્રહ્લાદ, કેતુમતી અને મહામંત્રીને વિમાનમાં બેસાડી પ્રહસિતે તત્કાળ ત્યાંથી વિમાન ઉપાડ્યું. જોતજોતામાં તો પ્રહસિતે વિમાનને ત્યાં ઉતાર્યું કે જ્યાંથી પોતે પવનંજયથી છૂટો પડયો હતો.

'માતાજી, અહીંથી હું અને પવનંજય વિખૂટા પડયા હતા, માટે હવે આટલામાં જ એની તપાસ કરવી જોઈએ. એ અહીંથી બહુ દૂર નહિ ગયો હોય' કેતુમતીને વિમાનમાં જ રાખી રાજા પ્રહ્લાદ, મહામંત્રી અને પ્રહસિતે આજુબાજુ તપાસ કરી. પરન્તુ ત્યાં પવનંજયનો ભેટો ન થયો. ત્રણે ભેગા થયા. હવે કઈ બાજુ તપાસ કરવી, તેનો વિચાર

કરવા લાગ્યા ત્યાં જ મહામંત્રીની દૃષ્ટિ એક બાજુ પડી અને મહામંત્રી ચમકી ઉઠયા, 'આ પગલાં પવનંજયનાં જ છે!' પ્રહસિતે તપાસ કરી તો એને પણ એ પગલાં પવનંજયનાં જ લાગ્યાં. પ્રહ્લાદને વિમાન લઈ પોતાની પાછળ પાછળ ઉડ્ડયન કરવાનું કહી, પ્રહસિત અને મહામંત્રી પગલે પગલે આગળ વધવા લાગ્યા. પગલાં વધુ ને વધુ સ્પષ્ટ થતાં હતાં. ચાર–પાંચ કલાક સુધી સતત ચાલતાં ચાલતાં તેઓ 'ભૂતવન'ના નાકે આવી લાગ્યાં. બસ, અહીંથી પગલાં દેખાવાં બંધ થઈ ગયાં! અને વનમાં પ્રવેશવું પણ એમને ઠીક ન લાગ્યું. પ્રહ્લાદનું વિમાન પણ ત્યાં આવી પહોંચ્યું. વિમાન નીચે ઉતારી પ્રહ્લાદે પૂછ્યું :

'કેમ ? હવે કઈ બાજુ પગલાં દેખાય છે ?'

'હવે પગલાં દેખાતાં નથી. પરન્તુ એમ લાગે છે કે તેમણે આ ભયાનક વનમાં જ પ્રવેશ કરેલો હોવો જોઈએ.'

'તો આપણે અંદર જઈને તપાસીએ.'

'એમાં આપણી કાર્યસિદ્ધિ થવામાં સંશય છે. કારણ કે આ વન અતિ ભયાનક ગણાય છે. પવનંજય કઈ બાજુ ગયો હોય અને આપણે કોઈ જુદી જ દિશામાં પહોંચી જઈએ....તો ?'

સહુ વિચારમાં પડી ગયા. થોડીક ક્ષણો વિચારી લઈ પ્રહસિતે કહ્યું :

'આપણે ધીમે ધીમે અને વનમાં જોઈ શકાય

એટલી ઊંચાઈએ વિમાનનું ઉડ્ડયન કરવું જોઈએ. અને એ રીતે આપણે આખા વનમાં તપાસ કરી શકીશું.'

'હા, એ વાત બરાબર છે.' મહામંત્રીએ પ્રહસિતની વાતને આવકારી. પ્રહસિતે વિમાનને તૈયાર કર્યું. સૌ વિમાનમાં બેસી ગયા અને વિમાન 'ભૂતવન' ઉપર ગતિશીલ બન્યું.

મુખ્ય સેનાપતિએ ઉત્તર શ્રેણીના એકેએક ગામ-નગરને ખૂબ જ ચીવટથી તપાસવા માંડયાં અને દરેક નગરમાં સેનાપતિને એવા ચતુર પુરૂષો પણ મળવા લાગ્યા....તેથી તપાસ ખૂબ જ ઝડપથી અને કુનેહથી થવા માંડી. કલાકો પછી કલાકો વીતવા લાગ્યા....દિવસ પછી રાત્રી અને રાત્રી પછી દિવસ વીતવા લાગ્યા....સેનાપતિની ધીરજ ખૂટવા લાગી. એણે પોતાની તમામ શક્તિથી....તમામ બુદ્ધિથી આગળ વધવા માંડયું....સુભટો પણ પૂરા જુસ્સાથી આગળ ને આગળ વધવા લાગ્યા, ત્યાં તેઓ સૂર્યપુર નગરમાં આવી પહોંચ્યા.

નગરને સીમાડે સેનાપતિએ વિમાનને નીચે ઉતાર્યું. સુભટોને ગુપ્ત વેશે તેણે નગરમાં રવાના કર્યા. અને પોતે પણ વેશનું પરિવર્તન કરી નગરમાં દાખલ થયો.

એક પછી એક રાજમાર્ગ વટાવતો સેનાપતિ નગરની મધ્યમાં આવી પહોંચ્યો. ત્યાં તેણે એક દુકાનમાં પાંચ-છ માણસોને મોટા અવાજે વાતો કરતા સાંભળ્યા. તે દુકાનની બાજુમાં ઉભો રહી ગયો.

'જ્યારથી હનુપુરના રાજા માનસવેગને ત્યાં એની ભાણેજ આવી છે, ત્યારથી દિન પ્રતિદિન એનું રાજ્ય વધતું જ જાય છે!' એક વૃદ્ધ દેખાતો પુરુષ બોલ્યો.

'ભાઈ, પુણ્યશાળી આત્માનાં ઘરમાં પગલાં થાય એટલે સુખ અને સંપત્તિ વધે જ.'

'વળી તમે સાંભળ્યું?' એક વેપારીએ પૂછ્યું.

'શું?'

'એની ભાણેજનો પુત્ર હજુ તો નાનો છે, ત્યાં તો આખા નગરમાં પ્રિય થઇ પડયો છે...કહે છે કે એ એક વખત વિમાનમાંથી પડી ગયો હતો....એને તો ન વાગ્યું પણ પર્વતના ચૂરા થઈ ગયા!'

'પણ મને તો તમારી વાત સમજાતી નથી.' એક મૌન બેઠેલો વેપારી બોલ્યો.

'કેમ ?

'તમે કહો છો કે માનસવેગની ભાણેજ પુણ્યશાળી છે, પરન્તુ સાથે સાથે મેં સાંભળ્યું છે કે એને એના પતિએ કાઢી મૂકી છે! પુણ્યશાળીને પતિ કાઢી મૂકે ખરા?'

'અરે ભાઇ, તમે અડધું સાંભળ્યું છે. એના પતિએ કાઢી મૂકી નથી પરન્તુ એની સાસુએ કાઢી મૂકી છે.... મારી પુત્રી હનુપુર ગઇ હતી, તેણે બરાબર વાત સાંભળી હતી. તેણે મને કહ્યું છે.'

'ગમે તેણે કાઢી મૂકી હોય. પરંતુ પુણ્યશાળીને

કોઈ કાઢી મૂકે ખરા?' પેલા વેપારીએ ગહન પ્રશ્ન પૂછ્યો. સૌ વિચારમાં પડી ગયા. ત્યાં દુકાનની અંદર બેઠેલો એક યુવાન બહાર આવ્યો અને વેપારીઓની જોડે બેઠો.

'મામા, શું પુણ્યશાળી આત્માને દુઃખ જ ન આવે? આ સંસારમાં પુણ્યશાળી આત્મા પર પણ ક્યારેક દુઃખના ડુંગરા તૂટી પડતા હોય છે.'

'તો પછી એને પુણ્યશાળી ન કહેવાય ને?

'તમે પુણ્યશાળીની વ્યાખ્યા શું કરો છો? લોકો જેની વાહવાહ કરે, જેના પાસે ધન-સંપત્તિ હોય....તે જ પુણ્યશાળી?'

'હાસ્તો!'

'ના, જૈનધર્મમાં એને જ પુણ્યશાળી નથી કહેવામાં આવતો. જેની પાસે જ્ઞાનદૃષ્ટિ છે, જેની પાસે ક્ષમા–નમ્રતા છે, જેના હૈયામાં પરમાત્મા વસે છે, તે પુણ્યશાળી છે!' યુવાને પુણ્યશાળીની સુંદર વ્યાખ્યા રજૂ કરી.

'આવા આત્માને દુઃખ આવે ખરાં?' મામાએ ભાણેજને પૂછ્યું.

'હા, પૂર્વભવોના પાપના ઉદયથી દુઃખ આવે છતાં એ પુણ્યશાળી આત્મા એને દુઃખ ન માને! સમતાપૂર્વક સહન કરે. તેથી તેનાં દુઃખ દૂર થઈ જાય છે અને સુખ મળે છે.'

સેનાપતિ વેપારીઓની વાતો સાંભળીને આનંદપુલ-

કિત બની ગયો. એને અંજનાનો પત્તો લાગી ગયો! વેપારીઓની વાતમાંથી એને અંજનાની ભાળ થઈ ગઈ! તુરત જ તે ગામની બહાર આવી ગયો. બીજા જે સુભટો તપાસ કરવા ગયા હતા, તે પણ આવી ગયા હતા. સહુએ સેનાપતિને આજે હસતો જોયો!

'પ્યારા સુભટો! આપણું કાર્ય સિદ્ધ થઇ ગયું છે. અંજનાનો પત્તો લાગી ગયો છે!' સેનાપતિએ કહ્યું.

'હેં? ક્યાં છે મહાસતીજી?' સુભટો આશ્ચર્ય અને આનંદથી નાચી ઉઠયા.

'આપણે અહીંથી હનુપુર નગરમાં જવાનું છે. ત્યાં અંજના અને અંજનાનો પુત્ર ક્ષેમકુશળ છે!'

'અંજના સતીનો જય હો!' સુભટોએ જયજયારવ કર્યો.

સૌ વિમાનમાં ગોઠવાઇ ગયા. સેનાપતિએ વિમાનને ગતિ આપી. થોડાક સમયમાં જ હનુપુરનાં ગગનચુંબી જિનમંદિરો નજરે પડવા લાગ્યાં. સેનાપતિએ નગરના સીમાડામાં વિમાન નીચે ઉતાર્યું અને ઝડપથી સુભટો સાથે તેણે નગરમાં પ્રવેશ કર્યો. નગરની અપૂર્વ રચના અને શોભા જોઈ સેનાપતિ ખુશ થઇ ગયો. રાજમાર્ગો વટાવતા તેઓ રાજમહાલયના દ્વારે આવી પહોંચ્યા. દ્વાર પર સશસ્ત્ર સૈનિકો પહેરો ભરી રહ્યા હતા. સેનાપતિ ત્યાં ઉભો રહી ગયો. દ્વારરક્ષકને તેણે કહ્યું:

'અમારે મહારાજા માનસવેગને મળવું છે.'

'આપનો શુભ પરિચય શું છે?' દ્વારપાલે પૂછ્યું.

'અમે આદિત્યપુરથી આવ્યા છીએ. રાજા પ્રહ્લાદનો સંદેશો લઈને આવ્યા છીએ.'

એક દ્વારરક્ષક રાજમંદિરમાં ગયો. મહારાજા માનસ-વેગની પાસે પહોંચ્યો અને પ્રણામ કરીને નિવેદન કર્યું.

'આદિત્યપુરથી મહારાજા પ્રહ્લાદના માણસો આપને મળવા આતુર છે.'

'તેમને તુરત આવવા દો.' માનસવેગના ચિત્તમાં અનેક વિચારો ઉભરાયા. તેણે દાસીને મોકલી અંજનાને સમાચાર આપ્યા. બીજી બાજુ સેનાપતિએ ખંડમાં પ્રવેશ કર્યો.

'મહારાજા માનસવેગનો જય હો.' સેનાપતિએ માનસવેગને પ્રણામ કર્યા. માનસવેગે ઉભા થઈને સેના-પતિનું હર્ષથી સ્વાગત કર્યું. સેનાપતિને બેસવા માટે આસન આપ્યું. ત્યાં વસંતતિલકા સાથે અંજના પણ આવી પહોંચી. પાછળ દોડતો હનુમાન પણ આવી પહોંચ્યો. અંજનાને જોતાં જ સેનાપતિ ઉભો થઇ ગયો અને હાથ જોડીને વંદના કરી.

'તમારું કુશળ હો....' અંજનાએ આશીર્વાદ આપી યોગ્ય જગાએ આસન લીધું. હનુમાન અંજનાના ઉત્સંગમાં ગોઠવાઇ ગયો. તે આગંતુક સેનાપતિની સામે ધારીધારીને જોઇ રહ્યો.

'કેમ આદિત્યપુરમાં સહુ કુશળ તો છે ને?' માનસ-

વેગે પૂછ્યું. પ્રત્યુત્તરમાં સેનાપતિની આંખમાંથી આંસુ સરી પડયા. તેના ગળે ડૂમો ભરાઇ ગયો. યુદ્ધભૂમિ પર શત્રુઓ પર સિંહની જેમ ત્રાટકનાર સેનાપતિ....એનું વજ્ર જેવું હૃદય પણ દ્રવી ઉઠયું. અંજનાને જોઇ, જોઇને તે રડી પડયો.

'મહાનુભાવ! કેમ આમ? સહુ કુશળ તો છે ને?' માનસવેગે પુનઃ પૂછ્યું. અંજનાનું હૃદય ધબકી ઊઠ્યું.

'મહારાજા, આદિત્યપુર આજે શોકના અંધકારમાં ડૂબી ગયું છે...જ્યારથી મહાસતીને કલંકિત કરી કાઢી મૂકવામાં આવ્યાં ત્યારથી આદિત્યપુરની પ્રજા અશાંત બની ગઇ છે....'

'શું પવનંજય લંકાથી પાછા આવી ગયા?'

'હા જી, હું પણ યુદ્ધયાત્રામાં તેમની સાથે જ હતો.... અમે પાછા આવ્યા....પવનંજય સતીના મહેલમાં ગયા.... મહેલમાં કોણ મળે? તેમણે સતી પ્રત્યે થયેલા ઘોર અન્યાયને સાંભળ્યો....તે ફફડી ઉઠયા....પ્રહસિતની સાથે તેઓ ઘરેથી નીકળી ગયા....દેવીને શોધતા તેઓ ગામો–નગરો, પર્વતો –ગુફાઓ....ખીણો ફેંદી વળ્યાં...દેવી ન મળ્યાં....પ્રહસિતને તેમણે આદિત્યપુર મોકલ્યો....પણ....'

'પછી શું થયું?' અંજના બેબાકળી બની ગઈ.

'પ્રહસિતની સાથે તેમણે સંદેશો મોકલ્યો....' સેનાપતિનો શ્વાસ ભરાઇ ગયો. અંજનાનો જીવ અદ્ધર થઇ ગયો.

'હું હજુ અંજનાને શોધવા જંગલોમાં ભટકીશ...

છતાં જો અંજના નહિ મળે તો....'

'તો ?' અંજનાની આંખો ભયથી પહોળી થઈ ગઈ.

'તો હું અગ્નિમાં...' સેનાપતિ વાક્ય પૂરું કરે ત્યાં અંજના મોટા અવાજે રડી પડી...મૂર્છા ખાઇ ને ઢળી પડી. નાનકડો હનુમાન સૂનમૂન બની ગયો....માતાને રડતી જોઇ તે પણ રડી પડયો...અને અંજનાને વળગી પડયો. દાસ-દાસીઓ અને આખું રાજકુટુંબ ભેગું થઇ ગયું. શીતલ પાણીનો છંટકાવ કરી અંજનાને ભાનમાં લાવી....પરન્તુ અંજનાની આંખમાંથી તો શ્રાવણ ને ભાદરવો વરસી રહ્યો. તેણે કરુણ કલ્પાંત કરવા માંડયો.

'પતિવ્રતા સ્રીઓ તો પતિના વિરહથી અગ્નિમાં પ્રવેશે...પતિ વિના સ્ત્રીને જીવન અસાર લાગે છે...પરંતુ આપના જેવા મહાપુરુષને કયાં સ્ત્રીઓની ખોટ છે ? મારા જેવી તો હજારો સ્ત્રીઓ તમને મળી શકે....પુરુષને પ્રેયસીનો વિરહ તો ક્ષણિક હોય....છતાં આપ અગ્નિપ્રવેશ શા માટે કરો ? અહો....મને ધિક્કાર હો....કે આપના ચિરવિયોગમાં પણ હું જીવી રહી છું....આપનામાં ને મારામાં કેટલું અંતર ? આપ મહાન સાત્વિક છો....હું કાયર....નિઃસત્ત્વ છું....આપ રત્ન છો....હું કાચતુલ્ય છું....દોષ આપનો નથી....દોષ સાસુનો પણ નથી....દોષ માતાપિતાનો પણ નથી....દોષ તો મારા જ કર્મભાગ્યનો છે....'

'અંજના, હવે વિલાપ કરવાનો સમય નથી. હવે તો તત્કાલ આપણે પવનંજયને શોધી કાઢવા જોઇએ.' માનસ

વેગે અંજનાને શાંત પાડી.

'હા જી. આપણે હવે વિલંબ કર્યા વિના અહીંથી નીકળી જવું જોઈએ.' સેનાપતિએ કહ્યું.

'પરંતુ આપણે ક્યાં....'

'આપ એની ચિંતા ન કરો. પ્રહસિતે મને નિશાની આપેલી છે, આપણે ત્યાં પહોંચવાનું છે. પછી આપણે જોઈ લઈશું.'

'બસ, ત્યારે હવે અમે તૈયારી કરી લઈએ. અંજના, ચાલો તમે બધાં તૈયાર થઈ જાઓ.'

માનસવેગનું વિમાન તૈયાર થઈ ગયું. અંજના, હનુમાન, વસંતતિલકા, માનસવેગ, અંજનાની મામીઓ ....વગેરે વિમાનમાં ગોઠવાઇ ગયાં. સેનાપતિએ પણ પોતાનું વિમાન સજ્જ કરીને પ્રયાણ આરંભ્યું. બંને વિમાનો વૈતાઢ્ય પર્વતની ગિરિમાળાઓ પરથી ઉડવા લાગ્યાં. સેનાપતિનું વિમાન આગળ હતું અને માનસવેગનું વિમાન પાછળ હતું.



પ્રહસિત ભૂતવન ઉપર પૂરી ચોકસાઈથી વિમાન ચલાવી રહ્યો હતો. રાજા પ્રહ્લાદ અને મહામંત્રી એટલી જ ચીવટથી ભૂતવનમાં દૃષ્ટિ માંડીને પવનંજયને શોધી રહ્યા હતા. એક ચક્કર લગાવ્યું....બીજું લગાવ્યું....ત્રીજું લગાવ્યું....પરંતુ કોઇ પત્તો ન લાગ્યો. ત્યાં મહામંત્રીએ

કહ્યું :

'વિમાનને વનમાં જ જો કોઇ જગા દેખાય તો ત્યાં ઉતારો.'

'પણ, જરા રાહ જુઓ. આપણે ઉત્તર તરફ હજુ ગયા જ નથી, એ બાજુએ જઇ આવીએ પછી યોગ્ય સ્થળે વિમાનને ઉતારીએ,' પ્રહસિત બોલ્યો.

વિમાન ઉત્તર તરફ વળ્યું. થોડુંક આગળ વધ્યું, ત્યાં તેમના કાને અવાજ અથડાયો.

'પ્રહસિત, વિમાન થંભાવી દે. કોઇ અવાજ સંભળાઈ રહ્યો છે.' પ્રહ્લાદ રાજાએ વિમાન થંભાવવા આજ્ઞા કરી અને કઇ બાજુએથી અવાજ આવે છે, તે વિચારવા લાગ્યા. અવાજ નજીકમાંથી જ આવતો લાગ્યો....શાંત વાતાવરણમાં શબ્દો, પણ સ્પષ્ટ સંભળાઇ રહ્યા હતા.

'હે વનદેવતા! આપ મારી હૃદયવ્યથા સાંભળો. હું વિદ્યાધર રાજા પ્રહલાદનો પવનંજય નામે પુત્ર છું. મહાસતી અંજના મારી પત્ની છે....એ નિર્દોષ હોવા છતાં મેં દુષ્ટબુદ્ધિથી લગ્ન થતાં જ એનો ત્યાગ કર્યો...એને દુઃખના દાવાનળમાં ફેંકી....એનો તિરસ્કાર....અવગણના કરી હું યુદ્ધયાત્રામાં ચાલ્યો....પરન્તુ દૈવવશાત્ માનસરોવરના તીરે મને મારી ભૂલ સમજાણી....અને એ રાત્રે છૂપી રીતે મિત્ર. પ્રહસિતને લઈ હું અંજનાના મહેલે આવ્યો....રાત ત્યાં પસાર કરી....સ્વૈરપણે એની સાથે ભોગ–રમણ કરી....

પ્રભાતે એને મારા આગમનના ચિન્હ તરીકે મુદ્રિકા આપી ...માતાપિતાને જાણ કર્યા વિના જ હું પાછો યુદ્ધયાત્રાએ ચાલ્યો ગયો...

'હે વનદેવતા ! એ સતી ગર્ભવંતી બની....માતાએ એને કલંકિત માની કાઢી મૂકી... મારી ગંભીર ભૂલના પરિણામે એ સતી પુનઃ દુઃખના ખાડામાં ધકેલાઈ ગઈ.... મારી અજ્ઞાનતાએ....મારી અવિચારિતાએ એ નિર્દોષ સતી દારુણ દશાને પામી....મેં એને પૃથ્વીના ખૂણે ખૂણે શોધી. છતાં એ ન મળી...ક્યાંથી મળે ? સમુદ્રમાં પડી ગયેલું રત્ન હાથ ક્યાંથી લાગે ? હવે જીવતા રહીને એના વિરહનું દુઃખ મારાથી સહન થઇ શકે તેમ....નથી માટે હું આ મારા દેહને અગ્નિમાં હોમી દઉં છું....

'હે વનદેવતા ! જો એ મારી પ્રિયા તમને જોવા મળે તો તેને કહેજો–'તારા વિયોગથી પીડાતો તારો પતિ અગ્નિમાં હોમાઈ ગયો છે....'

ચત્તમાં શ્રી નવકારમંત્રનું સ્મરણ કરી, ભડભડ સળગી ઉઠેલી કાષ્ઠની ચિતામાં કૂદી પડવા તેણે કૂદકો માર્યો....પણ....

વિમાનમાંથી રાજા પ્રહ્લાદ વીજળીવેગે નીચે ઉતરી આવ્યા અને આકાશમાં જ પવનંજયને પાછળથી બાથમાં જકડી લીધો. પવનંજયે છૂટવા ઘણો પ્રયત્ન કર્યો....તે ધૂંધવાઈ ઉઠયો.

'કોણ છે આ વિઘ્ન કરનાર ? પ્રિયના વિયોગથી

પીડાતા મને અગ્નિમાં ખાખ થઈ જવા દો...,મારા માર્ગમાં આડે ન આવો...

'બીજું કોઇ નથી વત્સ, તારો પાપી પિતા છું....' આંખમાંથી ચોધાર આંસુએ રડતા પ્રહ્લાદે પવનંજયને કહ્યું.

'વત્સ, ક્ષમા કર. નિર્દોષ પુત્રવધૂ પ્રત્યે મેં જે ઉપેક્ષા કરી....તે મારૂં પાપ ધોવાય એવું નથી. એક અવિચારી સાહસ તારી માતાએ કર્યું છે... તું એવું સાહસ ન કર. તું ધીર છે....સ્થિર બન....' પ્રહ્લાદે પવનંજયને સમજાવવા પ્રયત્ન કરવા માંડયો. કેતુમતી પણ ધ્રુસકે રડતી પવનંજયને અગ્નિમાં ન પડવા માટે વિનવવા લાગી. પ્રહસિત અને મહામંત્રી આકાશમાં જ વિમાનને ઘુમાવતા મોકલેલા સેનાપતિઓની રાહ જોવા લાગ્યા. ચારે દિશાઓમાં દૂર દૂર દૃષ્ટિ નાંખવા લાગ્યા.

ત્યાં જ સેનાપતિ અને માનસવેગનાં વિમાનો તીવ્ર ગતિથી આવી રહેલાં નજરે પડયાં. પ્રહસિતનું હૃદય નાચી ઊઠ્યું. તેણે બૂમ પાડી.

'મહારાજા પ્રહ્લાદનો જય હો! મહાસતીને લઇને સેનાપતિ આવી રહ્યા છે!' પ્રહસિતે પોતાના વિમાનને આવતાં વિમાનોની દિશામાં વાળ્યું ...અને આદિત્યપુરનો ધ્વજ લહેરાવી દીધો. સામેથી સેનાપતિએ પણ ધ્વજ લહેરાવ્યો! સુભટોએ જયજયારવથી ભૂતવનને ગજવી મૂકયું. વિમાનો નજીકમાં આવી ગયાં, પ્રહસિતે માનસવેગના વિમાનની

પાસે જઈ અંજના અને હનુમાનને સુખરૂપ જોઈ મહાન હર્ષ અનુભવ્યો. વિમાનને આગળ કરી, પ્રહસિત સહુને જ્યાં ચિતાના ભડકા થઈ રહ્યા હતા ત્યાં લઈ આવ્યો. વિમાનને યોગ્ય જગાએ ઉતારી સહુ ઝડપથી પવનંજયની પાસે આવી પહોંચ્યા. માનસવેગે અને અંજનાએ રાજા પ્રહ્લાદનાં ચરણોમાં પ્રણામ કર્યા.

પહ્લાદની આંખોમાંથી હર્ષનાં આંસુ ટપકી પડયાં. તે માનસવેગને ભેટી પડયો....નાનકડા હનુમાનને તેડી લઈ પોતાના ઉત્સંગમાં જકડી લીધો. કેતુમતી અંજનાની સામે જોઈ રડી પડી.

'વત્સ, મને ક્ષમા કર....'કેતુમતી અંજનાના પગમાં પડવા ગઈ ત્યાં તો અંજનાએ બે હાથે કેતુમતીને પકડી લીધી.

'માતાજી ! આપનો કોઈ દોષ નથી. દોષ મારા દુર્ભાગ્યનો જ છે....' અંજનાએ કેતુમતીની વ્યથાને હળવી કરી; અને પવનંજયને અંજલિ જોડી પ્રણામ કર્યા.

પ્રહસિતનું હૃદય પ્રસન્ન બની ગયું, તે એક બાજું ઊભો ઊભો પવનંજય–અંજનાને જોઈ રહ્યો. તેની કલ્પના-સૃષ્ટિમાં એ બંનેના જીવનના ભૂતકાળના પ્રસંગો તરવરવા લાગ્યા. સંસારની અસારતા સમજવા માટે આનાથી બીજું કયું ઉમદા દૃષ્ટાંત મળી શકે ?

'રાજન્ ! તમે ખરેખર મારા કુટુંબને દુઃખના

દરિયામાં પડતું ઉગારી લીધું....' પ્રહ્લાદે માનસવેગનો ગળગળા સ્વરે આભાર માન્યો.

'મહારાજા, હું તો નિમિત્તમાત્ર છું. બાકી તો અંજનાનું પુણ્યબળ જ એના સહારે આવ્યું છે.' માનસવેગે નમ્રતા પૂર્વક કહ્યું.

'તમે મારા સર્વ સંબંધીઓમાં શ્રેષ્ઠ બન્યા છો. તમે જ મારા સાચા બંધુ છો. મારા વંશની પરંપરાના આધારભૂત મારી પુત્રવધૂનું રક્ષણ કરી મારા સમગ્ર કુળના ઉપકારી બન્યા છો.' પ્રહ્લાદે માનસવેગની પુનઃ પુનઃ પ્રશંસા કરી.

'હાં, અને જો એમણે મારી પુત્રવધૂનું રક્ષણ ન કર્યું હોત તો અને એ ન મળી હોત તો હું પણ જીવી ન શકત.' કેતુમતીએ કહ્યું. કેતુમતી તો હનુમાનને પોતાના ઉત્સંગમાં લઈને રાજીરાજી થઈ ગઈ. પૌત્રનું અનુપમ રૂપ–લાવણ્ય જોઈને. અને પૌત્રની કાલી વાણી સાંભળીને કેતુમતી હર્ષઘેલી થઇ ગઇ.

મહારાજા પ્રહ્લાદે સેનાપતિને આજ્ઞા કરી :

'સેનાપતિજી ! અહીં ભવ્ય મહોત્સવ ઉજવવાની તૈયારી કરો.'

'જેવી મહારાજાની આજ્ઞા !' સેનાપતિએ પ્રહ્લાદને પ્રણામ કર્યા અને વિદ્યાશક્તિથી તત્કાલ ભવ્ય ઉદ્યાનની રચના કરી દીધી. રમણીય જિનમંદિર બનાવી દીધું. ભૂત વનને થોડાક કાળ માટે જિનેન્દ્રવન બનાવી દીધું ! સુંદર પ્રાસાદો પણ ઊભા કરી દીધા.

બીજી બાજુ બે સુભટોને તાબડતોબ મહેન્દ્રનગર રવાના કર્યા અને રાજા મહેન્દ્રને પરિવાર સહિત તેડી લાવવા આજ્ઞા કરી. સુભટો વિમાનમાં મહેન્દ્રપુર પહોંચ્યા અને રાજા મહેન્દ્રને શુભ સમાચાર આપ્યા. મહેન્દ્ર સમગ્ર પરિવાર સાથે બે સુભટોની જોડે ભૂતવનમાં આવી પહોંચ્યો.

સૌ સ્વજનો મળ્યા. આનંદની અવધિ ન રહી. ઉભરાઈ રહેલા આનંદને જિનભક્તિમાં જોડી દીધો. ગીત—નૃત્ય અને અનેક પ્રકારની પૂજનસામગ્રી પરમાત્મા જિનેશ્વરદેવની ભકિત કરી. મહોત્સવની પૂર્ણાહુતિમાં સૌએ પ્રીતિભોજન કર્યાં અને પોતપોતાના નગરે પવનંજય-અંજના—હનુમાનને લઇને જવા આગ્રહ કરવા માંડયાં. ત્યાં માનસવેગે સહુને પ્રાર્થના કરી :

'અહીંથી કોઇને છૂટા પડવાનું નથી. અહીંથી સહુએ હનુપુર પધારવાનું છે. મારી આપ સૌને પ્રાર્થના છે. ત્યાંથી પછી આપ આપનાં નગરોમાં જઈ શકશો.'

માનસવેગનાં વચનને કોણ ઉલ્લંઘી શકે એમ હતું! પ્રહ્લાદ અને મહેન્દ્ર બંને રાજાઓ માનસવેગના ઉપકાર નીચે દબાયેલા હતા. સહુ કબૂલ થયા. ઉપકારી ના મહાન ઉપકારની કદરદાની જો મનુષ્યમાં ન હોય તો તે મનુષ્ય જ ન કહેવાય.

વિમાનો તૈયાર થયાં. સૌ પોતપોતાના વિમાનમાં ગોઠવાઈ ગયા, સૌથી આગળ પ્રહસિતનું વિમાન પવનંજય, અંજના, હનુમાન અને વસંતતિલકાને લઇને આકાશમાર્ગે ગતિશીલ બન્યું. તેની પાછળ પ્રહ્લાદ અને મહેન્દ્રનાં વિમાનો ઉડયાં. સૌની પાછળ સેનાપતિનું વિમાન ઉડવા લાગ્યું.

## ૧૧

## હનુમાન યુદ્ધની વાટે....

કયા મનુષ્યના જીવનમાં મૂંઝવણ નથી આવી ? કયા જીવને જીવતરમાં વિઘ્નો નથી નડયાં ? સંસારવાસી હો યા સંસારત્યાગી હો, જ્યાં સુધી આત્મા દેહધારી છે ત્યાં સુધી બાહ્ય-આંતરિક વિઘ્નો તેના જીવન પર પ્રહાર કરતાં રહે છે. સત્ત્વહીન મનુષ્ય એ વિઘ્નોનો બલી બની જાય છે, જ્યારે સત્યસભર મનુષ્ય વિઘ્નોને પગ તળે કચડી નાંખી આગળ ધપતો રહે છે.

ગુણિયલ આત્મા પર પણ જગત પ્રહારો કરે છે અને દુર્જન આત્મા પર પણ જગત પ્રહારો કરે છે. અંજના જેવી મહાસતી પર આપત્તિઓ પડવામાં કંઈ કમીના ન રહી. પરંતુ મહાસતી ધીરતા ને વીરતાથી આપત્તિઓના ઝંઝાવાતમાં નિશ્ચળ રહી. ઝંઝાવાત શમી ગયો.... પુનઃ સ્વસ્થતા ને પ્રસન્નતા પ્રાપ્ત થઈ.

સહુ હનુપુરનગરમાં આવી પહોંચ્યા. રાજા માનસવેગે સારાય નગરમાં મહોત્સવ જાહેર કર્યો. આઠ દિવસ સુધી વિદ્યાધરોએ જિનમંદિરોમાં ભિન્ન ભિન્ન પ્રકારે પ્રભુભક્તિ

કરી માનસવેગે છૂટે હાથે દાન દીધાં. હનુપુરની શેરીએ શેરીએ નાટારંભો યોજાયા. અંજના–પવનંજયના ઘેરઘેર ગુણ ગવાયા.

પ્રહ્લાદે અને મહેન્દ્રે જવા માટે અનુજ્ઞા માંગી. માનસવેગે વધુ રોકાવા માટે આગ્રહ કર્યો પરંતુ બંને રાજાઓ પોતપોતાનાં રાજ્ય સૂનાં મૂકીને આવ્યા હતા, ગયા વિના ચાલે એમ ન હતું. માનસવેગે જવાની અનુજ્ઞા આપી. પ્રહ્લાદે પવનંજય, અંજના અને હનુમાનને આદિત્ય-પુર આવવા કહ્યું. પરન્તુ પવનંજયની ઈચ્છા હવે આદિત્ય પુર જવાની ન હતી. એવી રીતે અંજના તથા હનુમાનને આદિત્યપુર મોકલવા માટે માનસવેગ પણ રાજી ન હતા. પ્રહ્લાદ અને કેતુમતીએ ઘણો આગ્રહ કર્યો. પરંતુ માનસ-વેગનું મન ન માન્યું.

'પિતાજી, આપ એમ ન ધારશો કે આપના પ્રત્યે અમને રોષ છે. પરન્તુ અંજના–હનુમાનને અહીં ફાવી ગયું છે, તેમ જ મામાજી પણ તમને મોકલવા રાજી નથી. વળી આદિત્યપુર પ્રસંગે આવવામાંય કયાં વિલંબ થવાનો છે!' પવનંજયે પ્રહ્લાદને કહ્યું.

પ્રહ્લાદની આંખમાં આંસુ ભરાયાં. તેના વયોવૃદ્ધ મુખ પર દુઃખની રેખાઓ ઉપસી આવી.

એ તો નિશ્ચિત થઈ ચૂકયું હતું કે અંજના નિષ્ક-લંક હોવા છતાં કેતુમતીએ તેને કલંકિત કરી હતી. તેમાં રાજા પ્રહ્લાદે પણ સાથ આપ્યો હતો. જાણે કે પોતાના ગુનાની સજા અત્યારે થતી હોય એમ પ્રહ્લાદને લાગ્યું.

૨૩

પવનંજય અંજના ને હનુમાનને લીધા વિના આદિત્યપુરમાં જવું, એ પણ એક શરમજનક પરિસ્થિતિ હતી. કેતુમતીએ પવનંજયને સમજાવ્યો પરન્તુ પવનંજયે તો સ્પષ્ટ વાત કરી.

'માતા, મારો એવો આગ્રહ નથી કે અહીંયાં જ રહેવું. અને અંજનાનું દિલ માનતું હોય તો મને ત્યાં આવવામાં કોઇ દુઃખ નથી, હું તો રાજી છું.'

'રાજન્, તમે આગ્રહ ન કરો. અંજના અને હનુમાન સાથે આખું હનુપુર હળી-મળી ગયું છે. હું કદાચ તેમને જવાની રજા આપીશ, પરન્તુ અંજનાની મામીઓ, બ્હેનો....અને નગરજનો નહિ જ આવવા દે.' માનસવેગે પ્રહ્લાદને પ્રાર્થનાપૂર્વક કહ્યું.

'વળી, જે ક્ષણે આપ અમને બોલાવશો ત્યારે અમે ત્યાં હાજર થઈશું. હનુમાનને આદિત્યપુર બતાવવું તો પડશે ને!' પવનંજયે નાના હનુમાનની સામે જોયું. પ્રહ્લાદે હનુમાનને તેડી લીધો અને છાતી સરસો ચાંપ્યો.

'દાદાજી, તમે ક્યાં જાઓ છો!' હનુમાને પ્રહ્લાદનું મુખ પકડીને પૂછ્યું. હનુમાનના સાકરના ટુકડા જેવા શબ્દો સાંભળીને પ્રહ્લાદનું હૈયું હર્ષથી નાચી ઊઠ્યું.

'તારા ઘેર જઇએ છીએ!' પ્રહ્લાદે હનુમાનના પ્રશ્નનો જવાબ આપ્યો.

'મારુ ઘર તો આ છે!' હનુમાને પવનંજયની સામે જોયું. પ્રહ્લાદ શું જવાબ આપે?

સેનાપતિએ ખંડમાં પ્રવેશ કર્યો. પ્રણામ કરીને કહ્યું:

'મહારાજા, વિમાનો તૈયાર થઈ ગયાં છે.'

'હા, અમે તૈયાર જ છીએ....' રાજા મહેન્દ્રની સાથે પ્રહ્લાદ બહાર નીકળ્યા. પોતપોતાના પરિવાર સાથે રાજાઓ વિમાનમાં પ્રવેશ્યા. પવનંજયે અને અંજનાએ પ્રહ્લાદનાં ચરણોમાં નમસ્કાર કર્યા. પછી કેતુમતીના ચરણોમાં પણ નમસ્કાર કર્યા. બંનેએ આશીર્વાદ આપ્યા. હનુમાનને સારી રીતે શિક્ષણ આપવા વગેરેની મીઠી શિખામણ આપી પ્રહ્લાદે વિમાનને ગતિ આપી.

રાજા મહેન્દ્રને પણ પવનંજયે પ્રણામ કર્યા. અંજનાએ પિતાનાં ચરણોમાં નમસ્કાર કર્યા અને વિમાન આકાશમાર્ગે ચાલતું થયું.

સહુને વળાવી માનસવેગ પવનંજયનો હાથ પકડી પોતાના મંત્રણાખંડમાં ગયો. પવનંજયને પોતાની બાજુમાં જ બેસાડી માનસવેગે કહ્યું:

'પવનંજય, અહીં તમારે કોઈ પણ વાતે સંકોચ રાખવાનો નથી. આ રાજ્ય હવે તમારે જ સંભાળવાનું છે.'

'હું જરુર આપના કાર્યમાં સહાયક થઈશ....બાકી રાજ્યની ધુરા આપે જ રાખવાની છે.' પવનંજયે માનસવેગની વાતને કંઈક અંશે સ્વીકારી.

'ના, હું તો હવે નિવૃત્ત થવા ચાહું છું... અને બાકીની જિંદગી શ્રી જિનેશ્વર ભગવંતની ઉપાસનામાં વ્યતીત કરવાની અભિલાષા સેવું છું. એટલે રાજ્યની ધુરા

તમારે જ ધારણ કરવી પડશે.'

પવનંજય વિચારમાં પડી ગયો.

'એમાં તમારે કંઈ વિચારવાનું નથી. કાલથી મારા સાથે રહી રાજયની તમામ માહિતી તમારે મેળવી લેવાની છે. મંત્રીવર્ગનો પરિચય કરી લેવાનો....'

માનસવેગે પવનંજય માટે એક ભવ્ય મહેલ તૈયાર કરાવી દીધો હતો. શુભ મુહૂર્તે પવનંજયે તેમાં વાસ કર્યો. પ્રહસિતને અને વસંતતિલકાને પવનંજયે પોતાના મહેલમાં જ રાખ્યા.

એક દિવસે અંજનાએ અવસર પામીને પવનંજયને હસતાં હસતાં કહ્યું,

'આ વસંતતિલકાને તમારે કુંવારી જ રાખવી છે?

'એ તો તારે વિચારવાનું છે ને?'

'હું શું વિચારું? એને તો મારા સિવાય કોઈ ગમશે જ નહિ!'

'મને એક વિચાર આવે છે....'

'શું?'

'પ્રહસિત અને વસંતતિલકા....'

'ઓ હો! વિચાર તો સુંદર કર્યો....તું એ બંનેને પૂછી જોજે....'

'ના જી! હું વસંતાને પૂછીશ. આપ પ્રહસિતને! ખરું ને?'

'ભલે એમ. પરંતુ નક્કી કરાવી દેજે તું! તારું વચન બંને માન્ય રાખશે....'

અંજના શરમાઈ ગઈ.

હનુપુરમાં પવનંજય-અંજના અને હનુમાનના દિવસો આનંદપૂર્વક વ્યતીત થવા લાગ્યા. બીજી બાજુ પ્રહસિત અને વસંતતિલકાનાં પણ લગ્ન થઈ ગયાં. બંને પવનંજયના મહેલમાં જ રહીને જીવનકાળ વ્યતીત કરવા લાગ્યાં. હનુમાનનો શૈશવકાળ પણ શ્રદ્ધા-સંસ્કાર અને શિક્ષણથી પસાર થવા લાગ્યો.

પવનંજયે હનુમાનને ભિન્નભિન્ન કળાઓનું શિક્ષણ આપવા માટે નિપુણ આચાર્યોને રોકયા. અને સ્વયં પણ એના શિક્ષણ પર ધ્યાન આપવા માંડયું. સર્વ જાતની શસ્ત્રકળા અને યુદ્ધકળામાં હનુમાન નિપુણ બનતો ચાલ્યો. બાહુબળ તો આમેય અદ્દભુત હતું તેમાં જ્યાં શાસ્ત્રોક્ત પદ્ધતિસરનું શિક્ષણ ભળ્યું ત્યાં હનુમાનની શક્તિ અજોડ-અજેય બની ગઈ.

જેમ જેમ હનુમાનની વય વધતી ચાલી તેમ તેમ અંજનાએ હનુમાનને આત્મજ્ઞાન પણ આપવા માંડયું. આત્માનું મૂળ સ્વરૂપ સમજાવ્યું. આત્માની કર્મમલિન વિભાવદશાનો પરિચય કરાવ્યો. પુણ્ય અને પાપના સિદ્ધાંત પર શ્રદ્ધા સ્થિર બનાવી. કર્મોની સામે જ ઝઝૂમી લેવાનું લક્ષ દૃઢ બનાવ્યું....તે માટે પરમકૃપાળુ પરમાત્મા જિનેશ્વર-દેવની આરાધના-ઉપાસનાનો અપૂર્વ માર્ગ બતાવ્યો....

રોજ નીરવ રાત્રે અંજના હનુમાનને તીર્થંક ભગવંતોનાંપરાક્રમ-ભરપૂર જીવનચરિત્રો સંભળાવતી....અ હનુમાન એકરસે તેમાં તરબોળ બની જતો ! તેનું હૈ નાચી ઊઠતું... એના અંત કરણના ઊંડાણમાં વીતરાગને રાગી જાગી ઊઠતો....જીવનનું અંતિમ સાધ્ય તેને મુક્તિન પ્રાપ્તિ સમજાતું....

બધી વાતોમાં અંજના એક લક્ષ નહોતી ચૂકતી.... કયારેય પવનંજય સાથેનો પોતાનો ભૂતકાળ હનુમાન સમક્ષ ન કહેવાઇ જાય ! પુત્રના હૈયામાં પિતા તરફનો રા જરાય ન ઘવાય. તે માટે પતાનો કોઇ નાનોય દો પુત્રને ન કહેવો જોઈએ, એ વાત મહાસતી બરાબ સમજતી હતી.

**આ એક સત્ય સૌએ સમજી લેવા જેવું છે માતાએ કે પિતાએ, અરસપરસના કોઈ દો પોતાનાં સંતાનોને ન કહેવા જોઈએ. જો કહેવામ આવશે તો સંતાનોનાં હૈયામાં માતાપિતા પ્રત્યેન આદરભાવ નહિ ટકે. પ્રેમભાવ નહિ ટકે.**

વર્ષો વીતવા લાગ્યાં....હનુમાન યૌવનવયમાં પ્રવેશ્યો અનેક વિદ્યાઓ સિદ્ધ કરી. કલા, ગુણો અને સુસ સ્કારોથી હનુમાનનું જીવન ઉન્નત અને આબાદ બન્યુ નાનામોટાં પરાક્રમોથી હનુમાને સહુનાં દિલ જીતી લીધાં તેમાંય અંજનાના હર્ષની કોઇ સીમા નહોતી.

આમ હનુપુરમાં આનંદમંગલ વર્તી રહ્યો હતો. ત્ય

લંકામાં રાવણ મોટી ગડમથલમાં પડી ગયો હતો. તેના ચિત્તમાં વરુણ કાંટાની જેમ ખૂંચ્યા કરતો હતો. તેનું અભિમાની માનસ વરુણ પર વિજય મેળવવા માટે તલસી રહ્યું હતું. પવનંજયે વરુણની સાથે મિત્રતાનો સંબંધ બાંધીને એક વાર તો મોટા માનવસંહારને અટકાવ્યો હતો. પરંતુ વરુણ જેવા એક સામાન્ય રાજાને પોતે પરાજિત ન કરી શક્યો, તેનો ડંખ હરહંમેશ તેને સતાવી રહ્યો હતો, અને કોઈ પણ બહાનું જો મળી જાય તો પુનઃ વરુણની સામે સંગ્રામ કરી વરુણને પોતાનો આજ્ઞાંકિત રાજા બનાવી વિજયૈષણા પૂર્ણ કરવા ઝંખી રહ્યો હતો.

રાત્રીનો સમય હતો. લંકા નિદ્રાધીન થઇ હતી. રાજમહેલમાં સંત્રીઓના પગરવ સિવાય સર્વત્ર શાંતિ હતી. રાવણને નિદ્રા નહોતી આવતી! તે પોતાના વિશાળ રાજ્યની કલ્પનામાં રાચતો હતો....તેમાં વરુણ આડે આવતો હતો. કોઇ પણ ઉપાયે તેને દૂર કરવાનો તેણે નિર્ણય કર્યો હતો. તેણે શયનખંડના એક ખૂણામાં જઈને એક જગાએ પગ દબાવ્યો. તુરત જ શયનખંડના દ્વારે ઊભેલો સશસ્ત્ર સૈનિક અંદર દાખલ થયો અને પ્રણામ કરીને ઊભો રહ્યો.

'કુંભકર્ણ, બભીષણ અને ઇન્દ્રજિતને બોલાવી લાવ.'

'જેવી મહારાજાની આજ્ઞા.' પુનઃ નમન કરી સૈનિક પાછલા પગે શયનખંડમાંથી બહાર નીકળી ગયો. રાવણ ત્રણેની પ્રતીક્ષા કરતો પલંગ પર બેઠો. થોડી ક્ષણોમાં જ કુંભકર્ણે પ્રવેશ કર્યો. તેની પાછળ જ બિભીષણ અને

ઇન્દ્રજિત પણ આવી પહોંચ્યા. ત્રણેય રાવણની સામે ભદ્રાસનો પર ગોઠવાયા.

'કેમ, અત્યારે મોડી રાત્રે કંઇ બોલાવવા પડયા?' કુંભકર્ણે સ્વસ્થ થતાં પૂછયું.

'શું કરું? ઊંઘ નથી આવતી!'

'એવું તે શું છે? મોટાભાઈ!' બિભીષણે ઉત્સુકતાથી પૂછયું.

'વરુણ મારી ઉંઘ બગાડી રહ્યો છે....'

'એટલે શું એ લંકા પર ચઢી આવ્યો છે!' ઇન્દ્રજિત ઉભો થઈ ગયો.

'ના, ભાઈ ના, જ્યાં સુધી એ અભિમાનીનું અભિમાન ખંડિત ન કરું ત્યાં સુધી મને ઊંઘ નથી આવવાની.' રાવણે સ્પષ્ટ વાત રજૂ કરી.

:પરંતુ, આપણે એની સાથે મિત્રતા બાંધી છે....હવે શું થઇ શકે?'બિભીષણે ચિંતા વ્યકત કરી.

'દુશ્મન સાથે વળી મિત્રતા કેવી? એ તો ખરદૂષણને એકવાર મુકત કરી લેવા માટે પવનંજયે એક પેંતરો રચ્યો હતો.' કુંભકર્ણની સામે જોઇ રાવણે કહ્યું.

'ગમે તેમ કર્યું પણ આપણે એની સન્મુખ મિત્રતા જાહેર કરી છે. એ વાત જાહેર થઇ ચૂકી છે. હવે આપણે જો આક્રમણ કરીએ તો વિશ્વની સમક્ષ આપણે અન્યાયી કરીએ.'

બિભીષણે નીતિનો પ્રશ્ન જરા આગળ ધર્યો....પણ રાવણને તે ન ગમ્યું.

'હું પણ એથી જ ગૂંચવાઇ રહ્યો છું....માટે જ તમને બોલાવ્યા છે....કે હવે શું કરવું ?'

રાવણ જરા વ્યગ્ર બની ગયો.

ત્રણે ભાઇઓ અને ઇન્દ્રજિત વિચારમાં પડી ગયા : જો વરુણ પર આક્રમણ કરવામાં આવે તો લંકાપતિ બદનામ થાય છે અને આક્રમણ ન કરવામાં આવે તો લંકાપતિના સાર્વભૌમત્વમાં ખામી આવે છે.. લંકાપતિને ભારે ખટકી રહ્યું છે....શું કરવું ?

'મને એક ઉપાય સૂઝે છે.' ઇન્દ્રજિત બોલ્યો.

'શું ?'

'આપણે એવું કોઇ નક્કર કારણ શોધી કાઢવું જોઇએ કે વરુણે મિત્રતાનો ભંગ કર્યો છે !'

'પણ વરુણે મિત્રતાનો ભંગ કર્યાનું એક પણ કારણ ન મળે તો ?' રાવણે શંકા કરી.

'તો આપણે કૃત્રિમ કારણ ઊભું કરીને તેને ચેતવણી આપવી ! આ રીતે જો તમે મિત્રતાનો ભંગ કરશો તો પછી બલાત્કારે બીજાં પગલાં લેવા પડશે !'

ઇન્દ્રજિતની આ મેલી રાજકારણની રમત સાંભળીને બિભીષણનું મન ન માન્યું. તે મૌન રહ્યો. પરંતુ રાવણ બિભીષણની નીતિપ્રિયતાને ઓળખતો હતો. ઇન્દ્રજિતની મુત્સદ્દીભરી વાત રાવણને ગમી ગઇ હતી. હાલ તુર્ત

આટલેથી જ વાત પતાવી દેવા રાવણે કહ્યું :

'હું પણ આ અંગે વિચારીશ, તમે બધા પણ વિચારજો. તમે ત્રણેયે મારી ચિંતા વહેંચી લીધી એટલે હવે મારો ભાર ઓછો થઈ ગયો છે! હવે મને ઊંઘ આવશે !'

રાવણે ત્રણેને જવાની અનુજ્ઞા આપી અને પોતે પણ સૂઈ ગયો. ઇન્દ્રજિત પિતાની ઈચ્છા પૂર્ણ કરવા માટે અનેક વિચારો દોડાવવા લાગ્યો. જ્યારે બિભીષણ, કોઈ પણ અન્યાયી રીતે રાવણની એષણાઓ સંતોષવા રાજી ન હતો. તે જાણતો હતો કે વરુણે અત્યાર સુધી મૈત્રી–સંબંધને બરાબર સાચવ્યો છે. તેને ખોટી રીતે બદનામ કરીને આક્રમણ ન કરવું જોઈએ. જ્યારે કુંભકર્ણને તો આવું કંઈ વિચારવાનું જ ન હતું ! એને તો રાવણ જે આજ્ઞા કરે તે મુજબ શત્રુઓનો મુકાબલો કરવાનો હતો !

રાવણે બીજા દિવસે પ્રભાતે જિનપૂજાદિ દિનકૃત્યો પૂર્ણ કરી તુરત જ ઈન્દ્રજિતને બોલાવ્યો.

'તેં પછી રાત્રે આગળ કંઈ વિચાર્યું ?'

'હા, પિતાજી, મેં તો ઘણું વિચાર્યું....'

'તો કહે.'

'વરુણે આપણી સાથેની મૈત્રીનો ભંગ કર્યો છે એવી એક વાત વહેતી કરી દેવી....'

'કઈ દૃષ્ટિએ મૈત્રીનો ભંગ કર્યો છે, તે જણાવવું પડે ને ?'

'હા જી, એના સુભટોએ આપણી સીમાનો ભંગ કર્યો છે....આપણી સીમામાં વરુણના સુભટો ઘૂસણખોરી કરે છે. એ રીતે એણે મૈત્રીનો ભંગ કર્યો છે....એમ આપણે જાહેર કરવું જોઈએ.' ઈન્દ્રજિતે ઉપાય રજુ કર્યો.

'સરસ ઉપાય બતાવ્યો ! દૂતને બોલાવી હું હમણાં જ ઉપાય અમલમાં મૂકું છું....'

મનુષ્યનો આ એક સ્વભાવ છે : પોતાના વિચારોને અનુકૂળ વિચારો રજૂ કરનાર મનુષ્ય તેને ગમી જાય છે. ઈન્દ્રજીતે પિતાની ઈચ્છાને પારખી એને અનુકૂળ યોજના રજૂ કરી. તેણે પિતાના વિચારો ન્યાયી છે કે અન્યાયી છે. તેનો વિચાર ન કર્યો. પિતાની ઈચ્છાને પૂર્ણ કરવા તેણે વરુણને બલિ બનાવવાની યોજના ઘડી કાઢી.

રાવણે તુરત દૂતને બોલાવ્યો અને વરુણરાજને કહેવાનો સંદેશો આપ્યો :

વરુણરાજ,

'પ્રહ્લાદનંદન પવનંજયની દરમિયાનગીરીથી તમારી સાથે મેં મૈત્રીનો સંબંધ બાંધ્યો : અને આજદિન સુધી અમે એનું પાલન કર્યું છે પરંતુ તમે એ મૈત્રીનો ભંગ કર્યો છે, લંકાના રાજ્યની હદમાં તમારા સુભટો ઘૂસી આવે છે....આ પરથી અમને તમારા દુષ્ટ ઈરાદાઓની ગંધ આવી ગઈ છે. તમને અને તમારા પુત્રોને બાહુબળનું અભિમાન છે....પરંતુ હવે તેનો અંત નજીકમાં લાગે છે. હજુ પણ જો તમારા સુભટોને નહિ વારો, તો અમારે તત્કાલ જલદ

પગલાં ભરવાં પડશે.'

દૂત સંદેશો લઈને વરુણની તરફ રવાના થયો. બીજી બાજુ રાવણે પોતાના તમામ આજ્ઞાંકિત અને મિત્ર રાજાઓને પોતપોતાનાં સૈન્યો લઈને આવી જવા માટે કહેણ પાઠવી દીધાં. લંકા પુનઃ યુદ્ધના વાતાવરણથી ધમધમી ઊઠી.

દૂત સંદેશો લઈને વરુણપુરી પહોંચી ગયો. વરુણ રાજની રાજસભામાં પ્રવેશીને વરુણરાજને પ્રણામ કરીને ઊભો રહ્યો.

'ક્યાંથી આવ્યા છો ?'

'લંકાથી.'

'ઓહો ? લંકાપતિ કુશળ છે ને ?'

'મિત્ર પણ જ્યારે દગો દે, ત્યાં કુશળતા કેવી રીતે હોય રાજન્ ?'

'એવો તો કયો મિત્ર છે કે જેણે લંકાપતિને દગો દીધો છે ?' વરુણે ઉત્સુકતાથી પૂછ્યું.

'આપ મને શું પૂછો છો ? આપ જ વિચારો !'

વરુણે પુંડરિક અને રાજીવની સામે જોયું. તેઓ પણ વિચારમાં પડી ગયા. ત્યાં લંકાપતિના દૂતે કહ્યું :

'રાજન્ ; આપ અજાણપણાનો દેખાવ ન કરો. લંકાપતિને આપની ભેદભરી રમતનો ખ્યાલ આવી ગયો છે અને મને સંદેશો આપીને મોકલ્યો છે.'

'એટલે શું અમે મૈત્રી તોડી છે ?' વરુણ વ્યગ્ર બન્યો.

'હા, જી હા....'

'ખોટી વાત. તદ્દન જૂઠાણું....' વરુણે રાડ પાડી.

'લંકાપતિના ચરપુરુષોએ બાતમી મેળવી છે કે આપના સુભટો લંકાના પ્રદેશમાં પોતાનો પગદંડો જમાવવા લાગ્યા છે. લંકાપતિને આ સમાચારે ભારે આઘાત પહોંચાડયો છે....અને જો તમારી આ પ્રવૃત્તિ તત્કાલ નહિ અટકે તો લંકાપતિ તત્કાલ સખત પગલાં ભરશે....'

'બિલકુલ પાયા વગરની આ વાત છે. અમારા સુભટો કદીય એવું પગલું ભરે નહિ એવી અમને પૂર્ણ શ્રદ્ધા છે.' રાજીવે સ્પષ્ટ ખુલાસો કર્યો.

'તો શું લંકાપતિના ચરપુરુષોએ ખોટી બાતમી આપી છે. એમ ?'

'હા. તદ્દન ખોટી. આ એક બનાવટી વાત ઉભી કરવામાં આવી છે.' રાજીવે વાતનો મર્મ બતાવ્યો.

'આપના તરફથી લંકાપતિને શું સંદેશો આપવાનો છે !'

'સંદેશો લઈને અમારો દૂત આવશે.' વરુણરાજે લંકાપતિના દૂતને વિદાય કર્યો. અને તુરત રાજસભાને બરખાસ્ત કરી. પુંડરિક, રાજીવ, મહામંત્રી....વગેરેને મંત્રણાગૃહમાં બોલાવી વરુણરાજે લંકાપતિને શું સંદેશો મોકલવો તેની ગંભીર વિચારણા કરી લીધી અને પોતાના દૂતને બોલાવી સંદેશો આપ્યો :

'લંકાપતિ,

તમારો સંદેશો મળ્યો. અમારા ખ્યાલ મુજબ તમને ખોટી બાતમી આપવામાં આવેલી છે. અમારા સુભટોએ લંકાના રાજ્યમાં પગપેસારો કર્યો જ નથી અને કરવાની ધારણા પણ નથી. આપણી વચ્ચેનો મૈત્રી-સંબંધ અમે તોડવા માંગતા નથી. એમાં જ ઉભય રાજ્યની પ્રજા અભયનું સુખ અનુભવી શકે, એવી અમારી માન્યતા છે. તમે પણ કોઈ પાયા વિનાના સમાચારોથી દોરવાઈ જઈ મૈત્રી-સંબંધ નહિ તોડો, એવી અમે અપેક્ષા રાખીએ છીએ.'

સંદેશો લઈને દૂત લંકાના માર્ગે રવાના થયો જ્યારે બીજી બાજુ ચકોર અને દીર્ઘદૃષ્ટા વરુણ-પુત્રોએ ગુપ્ત રીતે રાજ્યના સંરક્ષણની પ્રવૃત્તિઓ શરૂ કરી દીધી. તેઓ રાવણની નીતિ-રીતિથી વાકેફ હતા.

દૂત લંકાની રાજસભામાં જઈને ઊભો. લંકાપતિને પ્રણામ કરી તેણે વરુણરાજનો સંદેશો કહી સંભળાવ્યો. ક્ષણવાર તો સંદેશો સાંભળીને સહુ સ્તબ્ધ થઈ ગયા. બિભીષણને ઘણું આશ્ચર્ય થયું. કારણ કે એને અજ્ઞાત રાખીને રાવણે આ કાર્ય આરંભ્યું હતું. પરંતુ વિચક્ષણ બિભીષણ પરિસ્થિતિને કળી ગયો.

'વરુણરાજને કહે જે કે તેમનાં મીઠાં વચનોથી લંકાપતિ ભોળવાઈ જાય તેવો બાળક નથી. એક બાજુ લંકાના પ્રદેશમાં ઘૂસણખોરી કરવી છે અને બીજી બાજુ મિત્રતાની વાતો કરવી છે; એવા દંભને હું ક્ષણ વાર પણ સહન કરનાર નથી. પરંતુ અભિમાની વરુણ એની ભૂલને

તત્કાળ અને સમજાવટથી કબૂલ નહિ કરે. એ તો યુદ્ધભૂમિ પર જ મારે એને ભૂલ કબૂલ કરાવવી પડશે....!'

'એટલે ?' દૂતે સ્પષ્ટતા માંગી.

'એટલે ન સમજ્યો ? વરુણરાજને એના ગુનાની સજા યુદ્ધના મેદાન પર થશે....' ઇન્દ્રજિતે રાવણ-નીતિની સ્પષ્ટતા કરી.

'તો વરુણરાજ અને એના અજોડ પરાક્રમી પુત્રોની અજેય શક્તિનો પરચો મેળવવા ખુશીથી પધારજો. પણ એ પૂર્વે તમારા પેલા ખર-દૂષણના અનુભવો પૂછીને આવજો !'

પ્રત્યુત્તરની અપેક્ષા રાખ્યા વિના દૂત ત્યાંથી નીકળી ગયો.

રાવણે સેનાને સજ્જ થવા હાકલ કરી. બીજી બાજુ પાતાલલંકામાંથી ખર-દૂષણ પણ પોતાની વિશાળ સેના સાથે આવી પહોંચ્યા. સુગ્રીવ પણ પોતાના ચુનંદા સૈન્યને લઈ લંકામાં આવી ગયો. કેઈ વિદ્યાધર રાજાઓ પણ આવી પહોંચ્યા.

વિદ્યાધર રાજાઓને સંદેશો આપવા ગયેલા દૂતોમાંથી એક દૂત હનુપુર પહોંચી ગયો હતો પવનંજયને ખાસ સંદેશો આપવા માટે. સંદેશો મળતાં જ પવનંજય અને માનસવેગ લંકા જવા માટે તૈયાર થયા. પરંતુ પિતાને અને મામાને તૈયાર થતા જોઇ હનુમાન ત્યાં આવ્યા :

'પિતાજી, યુદ્ધ માટે હવે આપને જવાનું ન હોય. આપ અહીં જ રહો. આપ મને અનુજ્ઞા આપો '

'સાઈ, આ યુદ્ધમાં તારું કામ નહિ. વરુણ અને એના પુત્રો પ્રચંડ શક્તિ ધરાવે છે. એમની સામે....'

'પિતાજી, આપ મને નાનો સમજીને વાત કરો છો. પરંતુ પરાક્રમમાં વય જોવાતી નથી. આપ એક વખત મને જવાની અનુજ્ઞા આપો. પછી જ આપને આપના પુત્રના પરાક્રમની પ્રતીતિ થશે.'

માનસવેગ તો જાણતા જ હતા કે હનુમાનનું પરાક્રમ અજોડ છે. તેમણે કોઈ અનાકાની ન કરી, બલ્કે હનુમાનને જવા દેવા માટે પવનંજયને સમજાવ્યો. પરંતુ જ્યાં હનુમાનને યુદ્ધમાં જવા તૈયાર થએલ જાણ્યો કે અંજના દોડી આવી. વસંતા દોડી આવી. પ્રહસિત પણ આવી પહોંચ્યો.

હનુમાનનો હાથ પકડી અંજનાએ ગળગળા સ્વરે કહ્યું:

'બેટા, તારે હમણાં યુદ્ધમાં નથી જવાનું. તારા વિના એક ક્ષણ પણ હું રહી શકું નહિ....'

'મા, તારે તો આ પ્રસંગે એક વીર-માતાને છાજે એ રીતે મને વિદાય આપવાની હોય! તું નિશ્ચય માનજે કે આ તારો પુત્ર વિજય મેળવીને હેમ-ખેમ પાછો આવી પહોંચશે!'

અંજનાની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. તે જોઈ મામા માનસવેગે અંજનાને આશ્વાસન આપ્યું અને હનુ-

માનના પડવા માત્રથી પર્વતના શિખરના થઇ ગયેલા ચૂરા-વાળો પ્રસંગ યાદ કરાવ્યો. પુત્રનું પરાક્રમ સારાય વિશ્વમાં કીર્તિ પ્રસરાવનારું બનશે....એ વાત સમજાવી....અંતે, હનુમાનની સાથે પ્રહસિતને જવાનું નક્કી થતાં અંજના સંમત થઇ.

બસ ! હનુમાનના સેનાપતિ પણા નીચે યુદ્ધે જવા માટે હજારો–લાખો સૈનિકો થનગની ઉઠયા. શુભ દિવસે અને શુભ શુકને અંજનાએ વીર હનુમાનના લલાટમાં કંકુનું તિલક કર્યું અને યુદ્ધનાં વાજિંત્રોએ ગગનને ગજવી મૂક્યું.

## ૧૨

## વરુણ પર વિજય

રાવણના પ્રયાણની તૈયારીઓ ચાલી રહી હતી, ત્યાં જ હનુમાન હજારો વીર સુભટોની સાથે આવી પહોંચ્યો. હનુમાનને દૂરથી આવતો જોઈ રાવણ ખૂબ આનંદિત થઈ ગયો....રથમાંથી ઉતરી પ્રહસિતની સાથે હનુમાન રાવણની સન્મુખ ચાલ્યો. રાવણે સામા આવીને હનુમાનને પોતાના બાહુપાશમાં જકડી લીધો....જાણે સાક્ષાત્ વિજય જ સામે આવીને ભેટચો હોય, તેમ રાવણને લાગ્યું. હનુમાનની તેજસ્વી મુખમુદ્રા અને સુદૃઢ અંગોને જોઈ રાવણે એના દુર્વાર પરાક્રમનું અનુમાન કરી લીધું.

રાજપુરોહિતે મંગલ શ્લોકનો પાઠ કર્યો...પ્રયાણની ભેરી બજી ઊઠી....અને રાવણનો રથ ગતિશીલ બન્યો. રાવણની પાછળ જ હનુમાનના રથને રાખવામાં આવ્યો હતો. રથનું સારથિપણું પ્રહસિતે સંભાળી લીધું હતું. હનુમાનના રથની હરોળમાં જ ઈન્દ્રજિતનો રથ ચાલી રહ્યો હતો. તેમની પાછળ કુંભકર્ણ, મેઘવાહન અને સુગ્રીવના રથો શોભી રહ્યા હતા. તેમની પાછળ ખર અને દૂષણના રથો દોડી રહ્યા હતા.

અનેક વિદ્યાધર રાજાઓ, શૂરવીર સેનાપતિઓ, અશ્વદળ, પાયદળ, હસ્તિદળ સાથે વરુણપુરી તરફ આગળ વધ્યા. થોડાક દિવસોમાં જ વરુણપુરીની નજીક જઇ પહોંચ્યા. બીજી બાજુ વરુણ પણ પૂરી તૈયારી સાથે સજ્જ થઇને ઊભો હતો. વરુણના એક એકથી ચડિયાતા પરાક્રમી પુત્રો રાવણના સૈન્યની ખબર લઇ નાંખવા તલપાપડ થઈ રહ્યા હતા. અનેક શસ્ત્રવિદ્યાઓ અને અસ્ત્રવિદ્યાઓમાં પારગામી સેનાપતિઓ લંકાપતિની રાહ જોતા ઊછળી રહ્યા હતા.

યુદ્ધના મેદાનથી બાર કોશ દૂર રાવણે સૈન્યનો પડાવ નાંખ્યો....અને સૂર્ય અસ્ત થયો. જાણે કે એક વિશાળ નગર વસી ગયું ! આવશ્યક કાર્યોથી પરવારી રાવણે પહેલા દિવસના યુદ્ધનો વ્યૂહ રચી કાઢયો. પહેલા દિવસે યુદ્ધના સેનાપતિ તરીકે ઇન્દ્રજિતની પસંદગી થઈ. સૌ નિદ્રાધીન થયા...છેલ્લા પ્રહરનો પ્રારંભ થયો ને જાગૃતિની નોબત બજી. ટપોટપ એક પછી એક દળ યુદ્ધના મેદાન તરફ રવાના થવા લાગ્યું. અરુણોદય થતામાં તો કુંભકર્ણના અનામત સૈન્યને છોડી સમગ્ર સૈન્ય વ્યૂહાકારે મેદાનમાં ગોઠવાઇ ગયું.

વરુણના સૈન્યની આગેવાની પુંડરિકે લીધી હતી. અનેક શસ્ત્રોથી સજ્જ બની તે મોખરે રથારૂઢ બનીને ઉભો હતો. તેની બાજુમાં જ રાજીવનો રથ ગોઠવાયો હતો. બરાબર તે બંનેના રથની સામે ઇન્દ્રજિત અને મેઘવાહનના

રથો ગોઠવાઈ ગયા. હતા. તેમની પાછળ મહેન્દ્રપુરીનો યુવરાજ પ્રસન્નકીર્તિ પોતાના ચુનંદા દસ હજાર ઘોડેસ્વારોની સાથે ખડો હતો. તેની બાજુમાં લંકાપતિના ખાસ માનીતા સેનાપતિઓ ખર અને દૂષણ પોતાના કટ્ટર દુશ્મનનો મુકાબલો કરવા રથમાં ગોઠવાયા હતા.

જ્યારે થોડેક દૂર જ્યાં વરુણનો મુખ્ય સેનાપતિ યોગેશ પચાસ હજારના સૈન્ય સાથે ઉભો હતો, તેની સામે જ સૂર્ય જેવો તેજસ્વી હનુમાન પચાસ હજાર ચુનંદા સૈનિકોની આગેવાની લઈને ઉભો હતો.

ઉદયાચલ પર સહસ્ત્રરશ્મિ પ્રગટ થયો....અને બંને પક્ષોમાં યુદ્ધનો આરંભ કરવા માટે વાજિંત્રો રણકી ઉઠયાં. ઇન્દ્રજિતે ઈષ્ટદેવનું સ્મરણ કરીને તીર છોડયું....તે સીધું પુંડરિકના કાન પાસે થઈને પસાર થઈ ગયું. પુંડરિકે સખત વેગથી સતત દસ તીરો છોડયાં....ઈન્દ્રજિતે દસે તીરોને વચમાં જ પૂરાં કરી નાખ્યાં....અને એક ક્ષણમાં પચીસ તીરો છોડીને પુંડરિકને મૂંઝવી નાંખવા પોતાના રથને આગળ ધપાવ્યો. પરંતુ ત્યાં તો પુંડરિકે દસ-દસ તીરો છોડીને ઈન્દ્રજિતના રથના અશ્વોને આગળ વધતા અટકાવી દીધા.

બીજી બાજુ રાજીવે મરણિયા થઈને લંકાના સૈન્યને ભૂશરણ કરવા માંડયું. એક એક તીરે એણે એકએક સૈનિકને ભૂમિ પર ઢાળવા માંડયો. મેઘવાહને રાજીવ પર તીરોની વર્ષા કરવા માંડી, પરંતુ રાજીવે તેને ગણકાર્યા વિના,

મેઘવાહન પર દસ તીરો છોડીને મેઘવાહનના ધનુષ્યને તોડી નાંખ્યું. મેઘવાહને બીજું ધનુષ્ય લીધું અને રાજીવના રથના અશ્વોને ઘાયલ કર્યા, ત્યાં તો મેઘવાહનની બંને બાજુએ ખર અને દૂષણ આવી પહોંચ્યા અને રાજીવ પર સખત મારો ચલાવ્યો, પરંતુ રાજીવ અતિ વીરતાપૂર્વક ઝૂમી રહ્યો હતો....એણે દસ તીરોથી ખરના મુગટને ઉડાવી દીધો અને દસ તીરોથી દૂષણના કવચને ભેદી નાંખ્યું....અને પચાસ તીરોની હારમાળા છોડી મેઘવાહનના અશ્વોને ભૂશરણ કરી દીધા! મેઘવાહને દૂષણના રથમાં સ્થાન લીધું.

પુંડરિકે ઇન્દ્રજિતને હંફાવવા માંડયો, જ્યારે વરુણના સૈન્યે લંકાના સૈન્યની ખબર લઇ નાંખી. હજુ તો પ્રથમ પ્રહર પૂરો નહોતો થયો ત્યાં તો લંકાનું પહેલી હરોળનું હજારોનું સૈન્ય નષ્ટભ્રષ્ટ થઇ ગયું. પુંડરિકે અચાનક ધસારો કર્યો અને લંકાના સૈન્યને એક કોશ દૂર ધકેલી લીધું. વરુણના સૈન્યનો જુસ્સો પૂર્ણિમાની સમુદ્ર-ભરતીની જેમ વધતો હતો જયારે લંકાનું સૈન્ય નિરાશા તરફ ઢળી રહ્યું હતું.

દૂર હનુમાન વરુણના સેનાપતિ યોગેશને રમાડી રહ્યો હતો હનુમાને જોયુ કે પુંડરિક ઇન્દ્રજિત તરફ મોરચાને હટાવી રહ્યો છે....લંકાનું સૈન્ય પાછું હટી રહ્યું છે. તણે પ્રહસિતને કહ્યું :

'આપણો રથ પુંડરિક તરફ વાળો.'

'હજુ થોડી વાર છે. પ્રથમ પ્રહર પૂરો થવા દો....' પ્રહસિતે કહ્યું.

પ્રથમ પ્રહરને પૂર્ણ થવાની થોડીક જ ઘડી વાર હતી. એ અરસામાં હનુમાને યોગેશ સામેની રમત સમેટવા માંડી.

જાણી જોઈને હનુમાન જરા પાછો હટયો. યોગેશ હર્ષમાં આવી ગયો અને હનુમાન તરફ આગળ વધ્યો....હનુમાને તેને જરા આગળ આવવા દીધો....અને જ્યાં ઠીક ઠીક આગળ આવ્યો, કે પ્રહસિતે રથને ચક્રાકારે ગતિ આપી. યોગેશના રથની ચારેકોર પવનવેગે હનુમાનનો રથ ઘૂમવા માંડયો....હનુમાને તીરની સતત વર્ષા કરી યોગેશને ભા મૂંઝવણમાં મૂકી દીધો એટલું જ નહિ પણ યોગેશના ધનુષ્યને તોડી નાંખ્યું....રથના અશ્વોને જર્જરિત કરી નાંખ્યા અને રથનાં ચક્રોને પણ શિથિલ બનાવી દીધાં.

પ્રથમ પ્રહર પૂર્ણ થયો ને પ્રહસિતે હનુમાનના રથને પુંડરિક તરફ દોડાવી મૂકયો. યોગેશે છુટકારાનો દમ ખેંચ્યો! હનુમાનનો રથ પુંડરિકની સામે આવી ઊભો; ત્યાં જ પુંડરિકે હનુમાનને મૂંઝવી નાખવા એકધારો તીરોનો મારો ચલાવ્યો. પરંતુ હનુમાને પુંડરિકના એકેએક તીરને પ્રતિપક્ષી તીરથી તોડી નાંખ્યાં અને ખૂબ જ ચાલાકીથી પુંડરિકને દસ તીરો લગાવી, તેનું ધનુષ્ય તોડી નાંખ્યું. પુંડરિકે બીજું ધનુષ્ય લીધું અને કલ્પાંતકાળનું દૃશ્ય ખડું કરી દીધું....તેણે ક્રોધાતુર બનીને હનુમાન પર તીરોનો મારો ચલાવ્યો. હનુમાનના રથના અશ્વો પાછા પડવા લાગ્યા. હનુમાને શરવિદ્યાનું સ્મરણ કરીને તીર છોડયું....એકમાંથી સેંકડો તીરો સર્જાઈ ગયાં....તીરોની એકધારી વર્ષામાં પુંડરિક હનુમાનને જોઈ શકયો નહિ....જ્યારે હનુમાને પુંડરિકનું નિશાન લઈને એક પછી એક મંત્રપૂત તીરો છોડવા માંડયાં. પુંડરિક

મૂંઝાયો....ત્યાં રાજીવ એના પડખે આવી લાગ્યો. તેણે હનુમાનને હંફાવવા માંડયો. ત્યાં તો મહેન્દ્રપુરનો યુવરાજ પ્રસન્નકીર્તિ હનુમાનની લગોલગ આવી ગયો અને હનુમાન સાથે લડતા પુંડરિકનો પ્રબળ સામનો કરવા માંડયો. પુંડરિક પ્રસન્નકીર્તિ તરફ વળ્યો....એટલે હનુમાને રાજીવ પર એક સાથે પચાસ તીરો છોડી રાજીવના રથના અશ્વોને યમસદનમાં પહોંચાડી દીધા. રાજીવે છલાંગ મારીને બીજા રથમાં સ્થાન લીધું અને હનુમાન પર સખત હુમલો કર્યો.

હનુમાનનો રથ પ્રહસિતે પાછો પાડયો. રાજીવ આગળ વધ્યો પ્રહસિતે રાજીવને ઠીક ઠીક આગળ આવવા દીધો.... અને જ્યાં ધારણા મુજબ આગળ આવી ગયો કે પ્રહસિતે રથને ચક્રાકારે ઘુમાવવા માંડયો. હનુમાને અજબ કળાથી તીરોને એકધારા છોડીને રાજીવને ઘેરી લીધો. રાજીવને ઘેરાઈ ગયેલો જોઈ પુંડરિક એના તરફ વળ્યો પરંતુ પ્રસન્નકીર્તિએ એને આગળ વધતો અટકાવી દીધો....પરંતુ પુંડરિકનાં કાળમુખ જેવાં તીરોની સામે પ્રસન્નકીર્તિ ન ટકી શકયો એનુ કવચ ભેદાઈ ગયું.... પુંડરિક આગળ વધ્યો.... ત્યાં જ ઇન્દ્રજિતે અને અટકાવી દીધો. ઇન્દ્રજિતે પુંડરિકની ખબર લેવા માંડી. પુંડરિક ઇન્દ્રજિત પર ભૂખ્યા વરુની જેમ તૂટી પડયો....પુનઃ ઇન્દ્રજિતને પાછા હટી જવું પડયું...પરંતુ એ અરસામાં હનુમાને રાજીવના રથના અશ્વોને ખતમ કરી નાંખ્યા....બાજો રથ મળી શકે એવી સ્થિતિ ન રહી. રાજીવ મૂંઝાયો.

રથમાંથી તે ભૂમિ પર કૂદી પડયો અને હનુમાનનાં તીરોનો સામનો કરવા માંડયો. પરંતુ હવે હનુમાને જરાય કાળનો વિલંબ કર્યા વિના રાજીવના ધનુષ્યને તોડી નાંખ્યું અને નાગાસ્ત્રનું સ્મરણ કર્યું....અને રાજીવ પર મૂકયું. રાજીવ ભયંકર સર્પોથી બંધાઇ ગયો. એક ક્ષણમાં જ હનુમાને તેને ઊંચકીને પોતાના રથમાં નાંખ્યો....

લંકાના સૈન્યમાં હર્ષના પોકારો થવા લાગ્યા. પુંડરિક ધૂંધવાઇ ગયો. પોતાના ભાઈને શત્રુના હાથમાં ગયેલો જાણી, તેના અંગેઅંગમાં રોષ ભભૂકી ઉઠયો. બીજી બાજુ વરુણના બીજા પરાક્રમી પુત્રો સુમંગલ, સ્વસ્તિક, વાસવ વગેરે પણ પુંડરિકની પડખે આવી પહોંચ્યા અને હનુમાનને જીવતો પકડી લેવા કૃતનિશ્ચયી બની ઝૂઝવા માંડયા.

બીજો પ્રહર પૂર્ણ થયો હતો. લંકાનું સૈન્ય હનુમાનના પરાક્રમ પર ઓવારી ગયું હતું. જ્યારે પુંડરિક હનુમાનની સામે દાંત પીસીને લડી રહ્યો હતો. દૂરથી, ભુવનાલંકાર હસ્તિ પર બેઠેલો રાવણ હનુમાનના પરાક્રમને નિરખી રહ્યો હતો. તેની બાજુમાં જ મહાન પરાક્રમી સુગ્રીવ રથારૂઢ થઈને ઉભો હતો. હનુમાને રાજીવને જીવતો પકડેલો જાણી સુગ્રીવ હનુમાનના પરાક્રમ પર ઓવારી ગયો. રાવણે તુરત જ સુગ્રીવને હનુમાનના પડખે પહોંચી જવા આજ્ઞા કરી. સુગ્રીવ હજારો ચુનંદા સૈનિકોની સાથે હનુમાનની પાસે આવ પહોંચ્યો...પુંડરિકના ભાઇઓ સુમંગલ, સ્વસ્તિક અને વાસવ વગેરેને હંફાવવા માંડયો. સુગ્રીવ

અનેક ભયંકર યુદ્ધો લડી ચૂકેલો પરાક્રમી રાજા હતો. તેણે એવા પ્રબળ વેગથી હુમલો કર્યો કે સુમંગલ વગેરેને પાછા હટી જવું પડયું. સુગ્રીવ પુંડરિકની તરફ વળ્યો. હનુમાનને થોડીક રાહત મળે, એ હેતુથી સુગ્રીવે પુંડરિકને પડકાર્યો. પુંડરિક અને સુગ્રીવ વચ્ચે ખૂનખાર જંગ જામી ગયો. કોઈ કોઈને મચક આપતું ન હતું. પુંડરિકના ભાઇઓએ લંકાની સેનાને ત્રાસ પોકરાવી દીધો. પ્રસન્નકીર્તિ, ખર, દૂષણ વગેરે સામનો કરી રહ્યા હતા. વરુણની વીરસેના તેમને પણ હંફાવી રહી હતી.

ત્રીજો પ્રહર પણ પૂર્ણ થવાની તૈયાર હતી. પુંડરિક સુગ્રીવને જરાય મચક આપતો ન હતો. હનુમાને સુગ્રીવનું સ્થાન લીધું; અને પુંડરિક પર પચીસ તીરો છોડી પુંડરિકને પોતાની તરફ વાળ્યો. સુગ્રીવ વરુણની સેના પર તૂટી પડયો અને ત્રાસ પોકારાવી દીધો.

હનુમાને પ્રાણની પરવા કર્યા વિના પુંડરિકની સામે ઝઝૂમવા માંડયુ. પ્રહસિતે હનુમાનના રથને પુંડરિકના રથના નિકટમાં એટલો નિકટમાં લીધો કે એકબીજા પર તીરનો હુમલો ન કરી શકે. હનુમાને ગદા લીધો, પુંડરિકે પણ ગદા લીધી. બંને રથ પરથી નીચે ઉતરી પડયા, બંને વચ્ચે દારુણ ગદાયુદ્ધ જામ્યું. હનુમાને પુંડરિકના એકેએક પ્રહારને નિષ્ફળ બનાવી થોડીક વારમાં જ પુંડરિકને થકવી નાખ્યો. અને ચપળતાપૂર્વક ઊછળીને પુંડરિક પર એક પ્રબળ પ્રહાર કર્યો....અને પુંડરિક પડયો....હનુમાને ઊંચકીને રથમાં

નાખ્યો....લંકાના સૈન્યે જોરશોરથી હર્ષના નાદ કરવા માંડયા.

પુંડરિકને પડેલો જાણી ખુદ વરુણરાજ પોતાની અજેય હસ્તિસેના સાથે ધસી આવ્યો. આ બાજુ રાવણે જ્યાં વરુણરાજને હનુમાન તરફ ધસી જતો જોયો, કે પવનવેગે ભુવનાલંકારને વરુણરાજ તરફ હંકાર્યો અને વરુણને માર્ગમાં જ રોકયો. રાવણ અને વરુણરાજ વચ્ચે જંગ જામી ગયો. ચોથા પ્રહરનો પ્રારંભ થઇ ગયો હતો. વરુણરાજે પોતાના અપૂર્વ પરાક્રમથી રાવણને મચક ન આપી. રાવણે પોતાની મંત્રવિદ્યાઓનું સ્મરણ કર્યું....પરંતુ વરુણે એક પછી એક વિદ્યાને પણ પ્રતિપક્ષી વિદ્યાઓથી પરાજિત કરવા માંડી. એક વાર તો વરુણનું પરાક્રમ જોઈ રાવણ મુગ્ધ થઈ ગયો. અને એક મહાન વીરની સામે યુદ્ધ કરવાનો લહાવો મળ્યાનો હર્ષ અનુભવ્યો.

રાવણે ભુવનાલંકાર હસ્તિને વરુણના હસ્તિ સાથે ટકરાવ્યો અને કપટકુશળ રાવણ છલાંગ મારીને વરુણના હસ્તિ પર કૂદી પડયો. વરુણને તો કલ્પના પણ ન હતી કે રાવણ આ રીતે કૂદી પડશે ! રાવણે વરુણ પર સખત હુમલો કરીને વરુણને પકડી લીધો.

ખલાસ ! વરુણના હસ્તિ પર લંકાપતિનો ધ્વજ ફરકી ગયો. યુદ્ધ અટકી ગયું. લંકાની સેનાએ લાંબા વખત સુધી જયજયારવ કર્યો. રાવણ વરુણને લઇ પોતાની છાવણી તરફ વળ્યો....અને સૂર્ય અસ્તાચલ પહોંચી ગયો. રાત આરામમાં પસાર કરી પ્રભાતે નિત્યકાર્યોથી પરવારી રાવણે ત્યાં જ સભા

ભરી. પોતપોતાના સ્થાને સહુ વિદ્યાધર રાજાઓ....વગેરે ગોઠવાઈ ગયા. હનુમાનને રાવણે પોતાની પાસે જ સિંહાસન પર બેસાડયો.

રાવણની આગળ વરુણ અને તેના સહુ પુત્રોને ઊભા કરવામાં આવ્યા, રાવણે ત્યાં પોતાનું વકતવ્ય શરૂ કર્યું.

'માનવંતા રાજેશ્વરો, યુવરાજો અને પ્યારા સુભટો !

વરુણરાજ જેવા પરાક્રમી રાજા સામે તમે યુદ્ધમાં વિજય મેળવ્યો છે, તેથી મારા હૈયામાં અપૂર્વ આનંદ થયો છે, પરંતુ આ યુદ્ધવિજયનો યશ હું પવનંજયપુત્ર વીર હનુમાનને આપું છું ! હનુમાનનું અદ્ભુત પરાક્રમ જોઇ હું ખરેખર મુગ્ધ બન્યો છું....'

વરુણ અને પુંડરિક રાજીત્ર વગેરેએ હનુમાનની સામે જોયું. તેઓએ અત્યારે જ જાણ્યું કે આ વીર યુવાન પવનંજયનો નંદન છે! તેઓને હર્ષ થયો. હનુમાને ત્યાં રાવણને પ્રણામ કરીને કહ્યું :

'મહારાજા....અને અન્ય પ્રિય સુભટો,

આ વિજય મેં એકલાએ નથી મેળવ્યો. આપણે બધાએ મેળવ્યો છે, આપ સહુના સાથ વિના, અને એમાંય પૂજ્ય પ્રહસિતકાકા વિના તો હું કંઈ જ ન કરી શકત.... માટે આ વિજયનો યશ આપ સૌને ફાળે જાય છે....'

સુભટોએ હનુમાનની જય બોલાવી.

લંકાપતિએ કહ્યું :

'અભિનંદનને પાત્ર જેમ તમે સહુ છો, તેમ પરાક્રમી વરુણરાજ અને એમના વીર સુપુત્રો પણ છે, હું એમની વીરતા પર પ્રસન્ન થઈ ગયો છું. મારે વરુણપુરીનું રાજ્ય લઈ લેવું નથી....હું એમને જ એમનું રાજ્ય પાછું સોંપું છું.'

સુભટોએ લંકાપતિની જય પોકારી. ઈન્દ્રજિતે ઊભા થઈને વરુણરાજ અને પુંડરિક–રાજીવ વગેરેનાં બંધન છોડી નાંખ્યાં અને તેમને યોગ્ય આસનો આપ્યાં, વરુણરાજે લંકાપતિને એક દિવસ વરુણપુરીમાં રોકાઈ જવા માટે વિનંતી કરી. રાવણે તે માન્ય રાખી. સહુને લઈને વરુણરાજે વરુણપુરીમાં પ્રવેશ કર્યો.

સંપૂર્ણ